ડાહીગૌરી કૃત

# ઊનનું ગૂંથણ કામ

ભાગ પહેલો



# ઊનનું ગૂંથણ કામ

## ભાગ પહેલો

(ગલપટો, રૂમાલ, ઝબલું, ટોપી, મોજાં, બૂટ, વાસ્કોટ, સ્વેટર, પોલકાં, વિગેરે)

લેખિકા

શ્રીમતિ ડાહીગૌરી વાલંભીયા

મૂલ્ય સવા રૂપિયો

: પ્રકાશક :

હીરજી ભીમજી વાલંભીયા

A. M. I. B. E., M. I. E. T., A. M. Tech. I.

જામનગર

# અર્પણ

પૂજ્ય માતુશ્રી

આપના પવિત્ર માતૃપ્રેમથી પ્રેરાઇ આ પુસ્તક આપના ચરણોમાં અર્પણ કરૂં છું.

લી.

આપની ઋણી પુત્રી

ડાહીગૌરી

વ્હાલી બ્હેનો

આ નાનકડું પુસ્તક આપની પાસે રજૂ કરતાં મને અતિ આનંદ થાય છે. હું કોઈ લેખિકા નથી કે નથી મારો એટલો અભ્યાસ. પણ આ કળા શિખવા માટે મને જે કડવા અનુભવો થયા છે તે મારી બહેનોને ન થાય એ ઉદ્દેશથી અને આપણી ભાષામાં આવા પુસ્તકની ઉણપ ઓછી કરવાની ભાવનાથી મેં આ જહેમત ઉઠાવી છે.

જો આપનો સંપૂર્ણ સત્કાર મળશે અને પરમાત્માની સહાનુભુતિ હશે તો આ દિશામાં વધુ પ્રયાસ કરવા ઇચ્છા છે. કન્યાશાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે ઉપયોગ થઇ શકે તે માટે આ પુસ્તકની પદ્ધતિ જાળવવા બનતો પ્રયાસ કર્યો છે.

નુતન વર્ષ
સંવત ૧૯૯૬
ઠે. નવી જેલ પાસે
જામનગર

લી.
તમારી બ્હેન
ડાહીગૌરી

# અનુક્રમણિકા

લખાય છે

# "ઊનનું ગૂંથણ કામ"

ભાગ બીજો

અવનવી અને રંગબેરંગી અનેક પ્રકારની ભાતનાં ગૂંથણ કામ અને તેની રીતો આપવામાં આવશે.

પહેલા ભાગના આપના સત્કાર પર બીજા ભાગની સુંદરતા આધાર રાખે છે.

હીઈ...મારૂં સ્વેટર કેવું સરસ છે?



આવાં સુંદર સ્વેટરો વિગેરે ગૂંથવાની વિગત માટે
બીજો ભાગ જરૂર મેળવજો

# ૧ માલ અને સાધનો

**આ** ચોપડીમાં આપેલું ગૂંથણકામ ઊન વડે કરવામાં આવે છે. જેટલી જાડાઈની ઊન વાપરીયે તેને હિસાબે જાડાઈના સુયા વાપરવા જોઇએ. ઊનને બદલે જાડા સૂતરાઉ રંગીન દોરા વાપરવાથી પણ કામ થઇ શકે છે. પણ તે દોરાની જાડાઇ ઊનના દોરાની જાડાઇ જેટલી જ હોય તો બતાવેલા માપનું ગૂંથણ થઇ શકે.

**ઊન.** : ચોપડીમાં આપેલ જાડાઇના ઉનના દોરા વાપરવાથી જ આપેલ માપ પ્રમાણે કામ થઇ શકે છે. સારી ઊંચી જાતની ઊન સરવાળે સસ્તી પડે છે કારણ કે હલકી જાતની ઊન વજનમાં વધારે હોય છે, જ્યારે સારી જાતની ઊનનો દોરો નરમ અને તાણવાથી લાંબો થઇ શકે તેવો હોય છે. હલકી ઊનનો દોરો સખત અને તાણવાથી લાંબો થતો નથી એટલે હલકી ઊન વજનમા વધારે જોઇએ છે. માટે હલકી ઊનનો ભાવ સસ્તો હોય તો પણ કામ સસ્તું પડતું નથી અને સારૂં કામ પણ થતું નથી.

ઊનના દોરા બેવડા ત્રેવડા અને ચોવડા વણેલા આવે છે. તેમાં પણ જુદી જુદી કંપનીના બનાવેલા માલમાં જાડાઇમાં અને કવોલીટીમાં ફેર હોય છે. વળી કેટલીક ઊનમાં સાથે રેશમનો તાંતણો વણેલો હોય છે જે ચળકાટ આપે છે. આથી દેખાવ સુંદર લાગે છે. કેટલીક ઊન જુદા જુદા બે રંગના દોરાની વણેલી હોય છે અને તેમાં પણ જુદી જુદી ફેશનથી વણેલી હોય છે, જે વાપરવાથી ગૂંથણ જુદી જુદી ડીઝાઇનનું અને શુશોભિત કાબરા રંગનું થાય છે.

એક એક અથવા બબ્બે ઔંસના ઢેરા અથવા ઊનની ઝુડીઓ બજારમાં વેચાય છે એટલે આ હિસાબે જેટલી ઊન જોઇએ તેટલી મળી શકે છે. (એક આંસ એટલે અઢી તોલા)

**સુયા.** એક નંબરથી સત્તર નંબર સુધીના જુદી જુદી જાડાઇના સુયા આવે છે. એક નંબરના સુયા સૌથી જાડા અને સત્તર નંબરના સૌથી પાતળા એમ ચડઉતર જાડાઇ તેના નંબર પ્રમાણે હોય છે. તેમજ જુદી જુદી કંપનીના બનાવેલા સુયા એકજ નંબરના હોવા છતાં જાડાઇમાં થોડો ફરક હોય છે.

એકથી બાર નંબરના સુયા કચકડા, બનાવટી હાથીદાંત અથવા હાડકાના આવે છે. જાડા સુયા લાકડા અથવા વાંસના પણ બનાવી શકાય છે. સાધારણ રીતે એકથી પાંચ નંબરના સુયા ચાલુ વપરાશમાં આવતા નથી. **આકૃતિ ૧લીમાં** આ પ્રકારના સુયાની અણીઓ અને નંબર પ્રમાણે જાડાઇ બતાવી છે.




**આકૃતિ ૧લી**

સુયાને એક છેડે આકૃતિમાં બતાવી છે તેવી અણી અને બીજે છેડે ગોળ ટોપકું હોય છે અને કુલ લંબાઇ છ ઇંચથી અઢાર ઇંચ સુધીની હોય છે. નાના કામ માટે નાના અને મોટા કામ માટે મોટા સુયા વાપરવાથી ગૂંથવામાં સહેલાઇ પડે છે નાના કામમાં મોટા સુયા વાપરવાથી ફેરવવામાં નડે છે અને મોટા કામમાં નાના સુયા ટુંકા પડે છે ને બધું ગૂંથણ સુયાપર સમાતું નથી. સાધારણ રીતે બાર તેર ઇંચના સુયા બધા કામમાં ચાલી શકે છે, ગૂંથવા માટે આ જાતના **બે સુયાની જોડી** વપરાય છે. ઊન અને સુયાનો રંગ જુદી જુદી જાતનો હોય તો ગૂંથતી વખતે આંખો ખેંચાતી નથી.

દશથી સતર નંબરના સુયા વધારે પાતળા હોવાથી લોખંડના બનાવવામાં આવે છે પણ ઉપર વર્ણવેલ કચકડાના દશ નંબરના સુયા અને આ લોખંડના સુયાની જાડાઇ અને અણીઓ નંબરવાર **આકૃતિ ૨ જી માં** બતાવેલ છે. કેટલીક કંપનીઓ આ સુયા પર નીકલનો ઓપ ચડાવે છે જેથી એકદમ લીસા અને રૂપેરી હોય છે અને કાટ ચડતો નથી.




**આકૃતિ ૨ જી**

આ સુયા પણ ઉપરની જાતના સુયા પ્રમાણે એક છેડે અણી અને બીજે છેડે ટોપકા-વાળા હોય છે અને ઉપરની માફક બે સુયાની જોડી વપરાય છે.

બીજા આજ પ્રમાણે નંબર અને જાડાઇના બન્ને બાજુ અણી વાળા લોખંડના સુયા પણ આવે છે. ગૂંથવા માટે આવા ચાર

**સુયાનો સટ** વપરાય છે. અને તેની લંબાઇ છથી સોળ ઇંચ સુધીની આવે છે. ટોપકાવાળા સુયાની માફક આ સુયા પણ કામની મોટાઇ પ્રમાણે લંબાઇના વાપરવા જોઇએ. આ સુયા વડે ગૂંથણ આખું ગોળ થાય છે અને સાંધો આવતો નથી. દાખલા તરીકે મોજાં ગૂંથવાં હોય તો આવા નાના સુયાનો સટ વાપરવો જોઇએ. બાજુમાં સાંધા ન આવે તેવું સ્વેટર ગુંથવું હોય તો આવા લાંબા સુયાનો સટ વાપરવો જોઇએ.

સાંધા વગરનાં સ્વેટર ગૂંથવા માટે ચાર સુયાના સટને બદલે **ગોળ સુયો** વાપરવાથી કામ ઘણું સહેલાઇથી થાય છે. સ્ટીલના વણેલા લાંબા તારને બન્ને છેડે ત્રણ ચાર ઇંચ લાંબી સુયાની અણીઓ જેવી ધાતુની અણીઓ હોય છે. આ અણીઓની જાડાઇ સુયાના નંબર પ્રમાણે હોય છે અને વચ્ચેની તારની દોરી પાતળી હોય છે. જેથી ગૂંથણ સહેલાઇથી ફરતું જાય છે. તાર જેમ વાળીએ તેમ વળી શકે છે એટલે સુયાને ગોળ વાળી અને બન્ને અણીઓ વડે જેમ બે સુયા વડે ગુંથવામાં આવે છે તેજ રીતથી ગૂથાય છે જેથી સાંધો આવતો નથી. મોટાં મોજાં અથવા નાનાં બચ્ચાંનાં સ્વેટર માટે સોળ ઇંચ લાંબો અને મોટાં છોકરાંનાં સ્વેટર માટે ચોવીસ ઇંચ લાંબો અને મોટાં સ્વેટર માટે બત્રીશ ઇંચ લાંબો સુયો વાપરવો જોઇએ. બહુ મોટાં સ્વેટર માટે નાનો સુયો અને બહુ નાનાં સ્વેટર માટે મોટો સુયો વાપરવો સુગમ નથી.

હુક : જેમ સુતરાઉ દોરાના ગૂંથણ માટે લોખંડના પાતળા હુક આવે છે. તેમ ઊનના ગુંથણ માટે કચકડા, બનાવટી હાથી દાંત અથવા હાડકાના જાડા હુક આવે છે. **આકૃતિ ૩ છ માં** આવા હુકની અણીઓની જાડાઇ અને નંબર બતાવ્યા છે. કેટલાક હુકને બીજે છેડે સાદી બુઠી અણી અને કેટલાકને ટોપકું હોય છે. જ્યારે કેટલાકને બન્ને છેડે જુદા જુદા નંબરના હુક હોય છે. આવો એક હુક લેવાથી બે હુકનું કામ કરે છે.




આકૃતિ ૩ જી

**સોય** : ગૂંથણના જુદાજુદા ભાગ ગુંથાઇ ગયા પછી જોડવા માટે સોયની જરૂર પડે છે. આ સોય જરા બુઠી અણીવાળી અને સાધારણ સોય કરતાં લાંબી હોવી જોઇએ. તેનું નાકું ઊન પરોવી શકાય તેટલું મોટુ હોવું જોઇએ.

**પીન** : ગૂંથતાં ગૂંથતાં જ્યારે અમુક ભાગ અધુરો મૂકવો પડે ત્યારે આ પીનની જરૂર પડે છે. દાખલા તરીકે સ્વેટર ગૂંથતી વખતે જ્યારે ગળાનો ભાગ ઊતરે છે અને બે બાજુના બે ભાગ પડે છે ત્યારે એક ભાગ અધુરો મુકવો પડે છે અને બીજો ભાગ ગૂંથવામાં આવે છે. આ અધુરો મૂકવાનો ભાગ પીન પર ચડાવી દેવામાં આવે છે નહિતર બધું ગૂંથણ વિખાઇ જાય. જ્યારે એક ભાગ પૂરો ગુંથાઇ જાય ત્યારે આ ભાગના ખુટા પીન પરથી સુયા પર ચડાવી તેને પૂરો કરવામાં આવે છે.

આ પીનનો આકાર મોટી સેફ્ટી પીન જેવો હોય છે અને લગભગ ૭ ઇંચ લાંબી આવે છે. તેને અંગ્રેજીમાં **"સ્ટીચ હોલ્ડર"** કહે છે. જો આ પીન ન મળી શકે તો ઉપર વર્ણવેલ સોયમાં ઊનનો દોરો પરોવી તે સોય પર ખુટા ચડાવતું જવું અને સુયા પરથી ખુટા ઉતારતું જવું. જ્યારે અધુરા મૂકવાના બધા ખુટા દોરા પર ઊતરી જાય ત્યારે સોય કાઢી નાખી દોરાના બંન્ને છેડા નાડીની માફક બાંધી લેવા.

**વાયર બ્રશ** : ગૂંથેલી ચીજનો બહારનો દેખાવ ચામડીની રૂંવાટી જવો કરવો હોય ત્યારે ધાતુના કડક તારનું **"ટીઝલ બ્રશ"** વાપરવામાં આવે છે. આથી ઊનના દોરામાંથી રૂંવાટી નિકળી બહાર લીસું દેખાય છે અને **ગૂંથણુ**ના દોરા ચોખ્ખા દેખાતા નથી.

**ગૂંથણુ**ના દોરા જાડા અને મજબૂત હોય તોજ આ બ્રશ વાપરવું કારણકે બ્રશ મારવાથી જો દોરો કપાઇ જાય તો ગૂંથણુ વિખાવા માંડે. જ્યાં ઊનનો સાંધો અથવા ગાંઠ હોય ત્યાં પણ બ્રશ વાપરવામાં ખાસ કાળજી રાખવી નહિતર ત્યાંપણ ઉપર પ્રમાણેજ થશે.

બ્રશ મારવા માટે એક હાથ પર ગૂંથણ રાખી બીજાં હાથમાં બ્રશ લઇ ગૂંથણુ પર દબાવવું અને ઉપાડવું. આથી બ્રશના તાર ઊનની રૂંવાટીને ઉપર ખેંચશે. એમ કરતાં કરતાં ઊનની પૂરતી રૂંવાટી ઉપડી ગઇ છે એમ જણાય ત્યારે ગૂંથણુના બીજા ભાગમાં પણ તેજ પ્રમાણે કરવું. આવી રીતે આખા ગૂંથણુ પર એક સરખી રૂંવાટી ઉપાડવી. જોઇએ તે કરતાં વધારે રૂંવાટી ઉપડે નાહિ તેનું ખાસ ધ્યાન રાખવું કારણકે તેમ થવાથી ગૂંથણુ નબળું થઇ જાય છે અને જલદી ફાટી જાય છે. છતાં પણ કોઇ જગ્યાએથી દોરો તુટી જાય તો પાછળના ભાગમાં સોય વડે આંટી નાખી બાંધી લેવું.

## ૨. સૂચનાઓ

(૧) **ઊન વીંટવી :** જો ઊનનો દડો હોય તો વીંટવાની જરૂર નથી પણ છૂટી હોય તો ગૂંથવામાં સગવડ પડે તે માટે તેનો દડો વીંટવો જોઈએ. આ દડો વીંટતી વખતે ખાસ ધ્યાન રાખવું કે ઊન જરા પણ તણાવી ન જોઈએ અને દડો એકદમ પોલો વીંટાવો જોઈએ.

(૨) **ઊન જોડવી :** ગૂંથતાં ગૂંથતા જ્યારે ઊનનો એક દોરો ખલાસ થઈ જાય અને બીજો જોડવો હોય ત્યારે ગાંઠ વાળવી નહિ પણ છેડાને ત્રણ ચાર ઇંચની લંબાઈ સુધી ઉખેરીને તેમાંથી થોડા તાંતણા કાઢી નાખવા. પછી બંન્ને છેડા સામસામા ભેગા કરીને બંન્ને હાથની હથેળી વચ્ચે મસળવા. બીજી રીતે તાંતણા કાઢ્યા વગર બંન્ને છેડાને પાણીમાં પલાળીને સામસામા ભેગા કરી બંન્ને હથેળી વચ્ચે રાખી મસળવા.

(૩) **રંગ :** ગૂંથવા માટે જે જે રંગોનાં નામ આપવામાં આવ્યાં છે તે દેખાવમાં સારા અને ઉઠાવદાર લાગે તે પ્રમાણે આપેલાં છે. પણ તેનો અર્થ એમ નથી કે તેજ રંગની ઊન વાપરવી જોઈએ. ગમે તે એક મન પસંદ રંગની ઊન વાપરી શકાય છે પણ એટલું ધ્યાન રાખવું કે એક ગૂંથણમાં જે બે રંગો વપરાય તેનો એક બીજા સાથે સારો ઉઠાવ હોવો જોઈએ.

(૪) **ખુટાનું તાણ :** ગૂંથતી વખતે પહેલા બે ખુટા હંમેશાં કઠણ ગૂંથવા અને બાકીનું બધું ગૂંથણ એક સરખું ઢીલું

થવું જોઇએ. કોઇ વખત દોરો વધારે તાણવો અને કોઇ વખત ઓછો એમ થવું ન જોઇએ, તેમ જ દરેક કામમાં બતાવેલ હિસાબ પ્રમાણે જ ઊન તાણવી જોઇએ નહિતર ગૂંથણના માપમાં ફરક પડશે.

જ્યાં જ્યાં ખુટાના તાણનો હિસાબ આપ્યો છે તે હિસાબ સ્વેટર અથવા મોજાની ભાતનો સમજવો પણ તેના પટાનો સમજવો નહિ. પહેલાં થોડી ભાત જુદી ભરી જવી અને તે ભાતના જેટલા ખુટા બતાવ્યા હોય તે પ્રમાણે ભરવું. જો ફેરફાર હોય તો ઊન વધારે ઢીલી મુકીને અથવા તાણીને તે હિસાબે ખુટા ભરવાથી જ આપેલા માપ પ્રમાણે ગૂંથણ થશે.

(૫) **ઊનની જાડાઇ** : ઊન જુદી જુદી જાડાઇની અને ઘણી કંપનીની બનાવટની મળે છે ને દરેકનાં નામ અને જાત આપવી અશક્ય હોવાથી ઊનની જાડાઇ સુયાની જાડાઇના નંબર પ્રમાણે આપેલી છે. માટે આકૃતિ ૧લી અને ૨જીમાં બતાવેલા સુયાની જાડાઇ જેટલી જાડી ઊન વાપરવી. આથી કોઇપણ સ્થળે મળતી ગમે તે બનાવટની ઊન વાપરવાથી કામ બરાબર થઇ શકશે.

(૬) **માપ** : દરેક માપ ઇંચને હિસાબે આપ્યાં છે. આ પુસ્તકના પાછળના પુંઠા પર ૭ ઇંચની ફુટપટી આપેલી છે. તે પરથી ખુટાના તાણ અને બીજાં નાનાં માપ લઇ શકાશે. મોટા માપ માટે દરજીની ફુટપટી વાપરવી સુગમ થઇ પડશે.

(૭) **ભુલ** : ગૂંથવામાં ક્યાંય ભુલ ન રહી જાય તે ખાસ ધ્યાનમાં રાખવું. કારણ કે જો કોઇ ખુટો ગૂંથવો ભુલાઇ જશે તો તે જગ્યાએ કાણું રહેશે અને ભરત ગુંથવામાં કોઇ ખુટો સાદાને બદલે ઉંધો ગૂંથાઇ જશે તો ભાતમાં ખામી દેખાશે.

(૮) **ખુટા નાખવા** : ગૂંથવા માટે જ્યારે ખુટા નાખવામાં આવે

ખુટા નાખો અને પંદર નંબરનો બીજો સુયો લઇ એક લાઇન સાદા ખુટાની ગુંથો. એટલે પરા પંદર નંબરના સુયા વડે ગૂંથવાનો છે પણ ખુટા નાખવા માટે જાડો સુયો વાપરવાનો છે. આથી નીચેની ધાર લાંબી થઇ શકે છે અને પહેરવામાં સંકળાતું નથી.

**(૯) સુયા :** સારા ઘાટની અણીવાળા અને લીસા તેમ જ કાટ વગરના હોવા જોઇએ.

**(૧૦) નિશાનો :** ગૂંથવામાં અમુક ખુટા ગુંથ્યા પછી જ્યારે એક ભાતની પહોળાઇ પૂરી થાય ત્યારે ફરીને પછીની તેવી જ ભાત ગૂંથવાની હોય છે. આ માટે એકને એક વાત ફરીથી લખવાથી નકામું લંબાણ થાય અને વાંચવામાં કંટાળો આવે. માટે તેજ ભાત તે લાઇનના બાકીના ભાગમાં છેડા સુધી ગૂંથી જવાની હોય ત્યાં આવું* નિશાન બતાવ્યું છે. એટલે એક ભાતના ખુટા પૂરા થાય એટલે* આવા નિશાનથી ફરીવાર ગૂંથવાનું ચાલુ કરવું. વળી બીજી વાર તે ભાત ગૂથાણી એટલે ફરીથી તેજ પ્રમાણે ત્રીજી વાર ગૂંથવું. આ રીતે છેડા સુધી આખી લાઇન કરી જવી. આજ પ્રમાણે બીજી જાતનાં નિશાનોનું સમજવું.

**(૧૧) ધોવું :** ગૂંથેલાં કપડાં ધોવા માટે એક વાસણમાં નવસેકું પાણી લઇ તેમાં સાબુનાં ફીણ વાળવાં. પાણી વધારે ગરમ ન હોવું જોઇએ તેમજ સાબુ પણ વધારે પ્રમાણમાં વાપરવો નહિ. કારણકે તેમ થવાથી ઊનનો રંગ ઝાંખો થઇ જાય છે અને કપડું ચડી જાય છે, અને ઊન સફેદ હોય તો પીળી પડી જાય છે. સોડા પણ બીલકુલ વાપરવા નહિ.

તે સાબુનાં ફીણવાળાં નવસેકાં પાણીમાં કપડું નાખી આમતેમ હલાવવું પછી બીજા વાંસણમાં તેવું જ નવસેકું ચોખું પાણી લઇ તેમાં તે કપડું નાખવું અને હલાવવું. કપડું હલાવવા માટે ધોકા વડે ગોદા મારવા નહિ પણ હાથેથી હલાવવું અને પાણી પણ સેવાય તેવું જ ગરમ હોવું જોઇએ.

પછી તે કપડાંને પાણીમાંથી બહાર કાઢી, બીજા એક ચોખ્ખાં પાતળાં કપડાંમાં ગોટો વાળી મૂકવું અને ચોખ્ખું કપડું તેને ફરતું વીંટાળી બન્ને બાજુથી વળ દેવો એટલે ગૂંથેલાં કપડાંનું પાણી નીચોવાઈ જશે. નીચોવવા માટે ગૂંથેલાં કપડાંને કોઈ દિવસ વળ દેવો નહિ. કારણ કે તેમ કરવાથી કપડું તણાઈ અને લાંબું થઈ જાય છે. બીજું જરૂર હોય તે કરતાં વધારે વખત સુધી કપડું પાણીમાં રાખી મૂકવું નહિ, કારણકે તેમ કરવાથી કપડું ચડી જાય છે.

સુકવવા માટે એક ખાટલા પર ચોખ્ખું પાતળું કપડું પાથરી તેના પર ગૂંથેલાં કપડાંને સુકવવું. આથી ખાટલાની નીચેથી પણ તેને હવા મળી શકે અને જલદી સુકાય. કોઈ દિવસ ગૂંથેલાં કપડાંને દોરી પર સુકવવું નહિ. કારણકે કપડું ભીનું હોવાથી પાણીના વજનથી લાંબું થઈ જાય છે.

(૧૨) **પાસી કરવી** : કપડું સુકાઈ ગયા પછી ઇસ્ત્રી કરવાના મેજ પર સરખું પાથરી તેના પર પાતળું સુતરાઉ ભીનું કપડું મૂકવું અને ઉપર ઇસ્ત્રી ફેરવવી. ગરમ કપડાંને ઇસ્ત્રી કરતાં પહેલાં બીજાં કપડાંની માફક પાણી છાંટવું નહિ. વધારે પાણીની જરૂર પડે તો સુતરાઉ કપડું ફરીવાર પલાળવું.

પાસા કરવાને બદલે બે ગાદલાંની વચમાં થોડા કલાક દબાવી રાખવાથી પણ ચાલી શકે છે. ઉપરની ધોવા અને પાસી કરવાની રીત પ્રમાણે વણેલાં ગરમ કપડાં પણ ધોવામાં આવે છે.

# ૩. ગૂંથણની રીત

આ જાતનું ગૂંથણ કામ બિલકુલ અઘરૂં નથી. સુતરાઉ દોરાનું હુક વડેનું ગૂંથણ જેટલું સહેલું છે તેટલુંજ આ ગૂંથણ સહેલું છે. કોઈ પણ કામ પુસ્તકમાંથી શીખવું જરા અઘરૂં જણાય છે પણ જાણ્યા પછી તે ઘણુંજ સહેલું લાગે છે. માટે પહેલાં કાંઈ પણ **મુસ્કેલી** જણાય તો નિરાશ નહિ થતાં, ચિત્ત શાંત રાખી, ફરીવાર ને ફરીવાર, નીચે આપેલી રીત મુજબ એક પછી એક પાઠ શીખતું જવું.

## ખુટા નાખવા

ગૂંથણ કામ શરૂ કરવા માટે પહેલાં સુયાપર ખુટા નાખવા જોઈએ. આને માટે ઘણી જુદી જુદી રીત છે. પહેલી અને બીજી રીતથી એક સુયાપર ખુટા નાખવામાં આવે છે, અને ત્રીજી રીતથી બે સુયા વડે ખુટા નાખવામાં આવે છે.



**આકૃતિ ૪ થી**

**પહેલી રીત.** પહેલો ખુટો નાખવા માટે **આકૃતિ ૪ થી** માં બતાવ્યા મુજબ ઊનની સરકણી ગાંઠ વાળી સુયા પર ચડાવી દોરો તાણવો. બીજો ખુટો નાખવા ઊનના દોરાવાળા છેડાને બે આંગળી પર આંટી નાખી વળ દઈ સુયા પર ચડાવી દોરો તાણવો.



આકૃતિ ૫ મી

જુઓ **આકૃતિ ૫મી**. બાકીના જેટલા ખુટા નાખવા હોય તે બધા આ બીજા ખુટાની રીતથી નાખવા.

જેમાં ગૂંથણુની ધાર તાણવાથી લાંબી ન થાય તેવી જાતની નાખવી હોય તેમાં આ રીતથી ખુટા નાખવામાં આવે છે. દાખલા તરીકે ટોપી ગૂંથવી હોય તો તેની કોરના ખુટા આ રીતથી નાખવા.



આકૃતિ ૬ ઠી

**બીજી રીત.** આ રીતથી ખુટા નાખવા માટે ઊનનો છેડો લાંબો રાખવો પડે છે. દાખલા તરીકે સ્વેટરને માટે ખુટા નાખવા હોય તો છેડો એકાદ વાર જેટલો લાંબો રાખીને ખુટા નાખવા અને જો નાની ચીજ ગૂંથવા માટે ખુટા નાખવા હોય તો તે હિસાબે છેડો જરા ટુંકો રાખવો.

ઊન લઈ દોરાનો છેડો એકાદ વાર જેટલો લાંબો રાખી ડાબા હાથના અંગુઠા પર એક આંટો લઈ **આકૃતિ ૬ ઠીમાં** બતાવ્યા મુજબ રીતે સુયો ભરાવો. પછી જમણા હાથમાંના દોરા વડે સુયાના છેડા પર ઉપરથી આંટી નાખી,



આકૃતિ ૭ મી

સુયાને આંટી સહિત પાછો બહાર ખેંચો. જુઓ **આકૃતિ ૭મી.** પછી અંગુઠો ખેંચી લઇ ડાબા હાથમાંના દોરાને તાણો. આ પહેલો ખુટો થયો. બીજો ખુટો નાખવા માટે ફરીથી ડાબા હાથના અંગુઠા પર ઉપર પ્રમાણે જ આંટી નાખી ઉપરની રીત પ્રમાણે જ ખુટો નાખો. આવી રીતે જેટલાં ખુટા નાખવાના હોય તેટલા નાખો. ખુટા નાખતી વખતે જમણા હાથમાંનો દોરો ઢીલો મૂકવો નહિ.



**આકૃતિ ૮ મી**

જે ગૂંથણની ધાર સખત ન જોતી હોય એટલે કે તાણવાથી લાંબી થાય તેવી જરૂરી હોય ત્યાં આ રીતથી ખુટા નાખવા. દાખલા તરીકે સ્વેટર અથવા મોજાનું ગૂંથણ કરવુ હોય તો આ રીતથી ખુટા નાખવા જોઇએ.

**ત્રીજી રીત.** આ રીતથી નાખેલા ખુટાનો ઉપયોગ બીજી રીત પ્રમાણે જ કરવામાં આવે છે. પણ ખુટા નાખવા માટે બે સુયાનો ઉપયોગ કરવામાં આવે છે. પહેલો ખુટો પહેલી રીતની **આકૃતિ ૪થી માં** બતાવ્યા મુજબ એક સુયા પર જ નાખવામાં આવે છે. પછી તે સરકણી ગાંઠમાં બીજો સુયો ભરાવો અને **આકૃતિ ૮ મીમાં** બતાવ્યા મુજબ દોરા તરફના ઊનના છેડા વડે ભરાવેલા સુયાની નીચેથી આંટી નાખો અને તે સુયાને આંટી સહિત પાછો બહાર કાઢો. એટલે તે બીજા સુયા પર બીજો ખુટો પડયો. હવે તે ખુટાને અરધો વળ દઇ **આકૃતિ ૯ મીમાં** બતાવ્યા



**આકૃતિ ૯મી**

મુજબ પહેલા સુયાપર ચડાવો. આવી રીતે જેટલા ખુટા નાખવાના હોય તેટલા નાખો.

ખુટા નખાઇ ગયા પછી ગૂંથણુની પહેલી લાઇનશરૂ થાય છે. અને દોરો તોડયા વગર ગૂંથણુ ચાલુ રાખવામાં આવે છે. તે ગૂંથણુ માટે બે જાતના ખુટા છે—સાદા ખુટા અને ઉંધા ખુટા.

## સાદા ખુટા

ખુટા નાખેલો સુયો ડાબા હાથમાં પકડો અને જમણા હાથના સુયો ડાબા સુયાની અણી પાસેના છેલ્લા ખુટામાં ડાબી બાજુ પરોવો.



**આકૃતિ ૧૦ મા**

આ ગૂંથણુમાં ઊનનો દોરો હંમેશાં નીચેની બાજુ હોય છે. **આકૃતિ ૧૦ મીમાં** બતાવ્યા મુજબ જમણા સુયાની અણી પરથી દોરાની આંટી નાખો. અને તે સુયાને આંટી સહિત બહાર કાઢો એટલે બીજી લાઇનનો પહેલો ખુટો ગુંથાયો અને નાખેલો છેલ્લો ખુટો આ ખુટાની સાથે બંધાઇ ગયો તેને ડાબા હાથના સુયા પરથી ઉતારી નાખો પછી બીજો ખુટો તે પ્રમાણે જ ગુંથો. આવી રીતે છેડા સુધી ગૂંથી જાઓ એટલે આખી લાઇન સાદા ખુટાની થઇ. આ લાઇન પૂરી થતાં બધા ખુટા જમણા હાથના સુયા પર આવી જશે.

પછી આખા ગૂંથણુને ફેરવો એટલે જમણા હાથમાંનો સુયો ડાબા હાથમાં અને ડાબા હાથમાંનો સુયો જમણા હાથમાં આવશે. પછીની લાઈન જેવા ખુટાની ગૂંથવી હોય તેવા ખુટાની ગૂથી શકાય. ઉંધા ખુટાની લાઈન નીચેની રીતથી ગૂંથવામાં આવે છે.

## ઉંધા ખુટા

જેમ સાદા ખુટા ગૂંથવામાં ઊનનો દોરો હંમેશાં નીચેની બાજુ હોય છે તેમ ઉંધા ખુટા ગૂંથવામાં દોરો ઉપરની બાજુ રાખવામાં આવે છે. ઊનનો દોરો આગળ રાખી, ડાબા હાથના સુયાની અણી પાસેના છેલ્લા ખુટામાં જમણી બાજુથી જમણા હાથનો સુયો પરોવો. પછી જમણા હાથના સુયાની અણી પરથી ઊનની આંટી નાખી તે સુયાને આંટી સહિત બહાર કાઢો. જુઓ **આકૃતિ ૧૧મી.** હવે તે લાઈનનો પહેલો ખુટો ગુંથાયો અને પહેલાંની લાઇનનો છેલ્લો ખુટો આ ખુટાની સાથે બંધાઇ ગયો તેને ડાબા હાથના સુયા પરથી ઉતારી નાખો. બાકીના બધા ખુટા તેજ પ્રમાણે ગૂંથી જાઓ એટલે આખી લાઇન ઉંધા ખુટાની થઇ.



**આકૃતિ ૧૧ મી**

## ભાત

ઉપર બતાવેલા સાદા અને ઉંધા ખુટાની જુદી જુદી રીતના ગૂંથણુથી જુદી જુદી જાતની ભાત બનાવી શકાય છે. ઉપર બતાવેલી રીત પ્રમાણે એક લાઈન સાદા ખુટાની ગૂંથીએ અને બીજી લાઇન ઉંધા ખુટાની ગૂંથીએ તો બીજી લાઇન ગૂંથતી વખતે ગૂંથણુને ફેરવવું પડે છે. આમ કરવાથી બધા ખુટા એક બાજુ સાદા દેખાશે જ્યારે બીજી બાજુ ઉંધા દેખાશે. આ જાતના ગૂંથણુને **સાદું ગૂંથણ** કહે છે. સાદા ગૂંથણની પાછળની બાજુ જોઇએ તો **ઉંધું ગૂંથણ** દેખાય. કારણ કે તે બાજુ જોતાં બધા ખુટા ઉંધા દેખાય છે.

જો બધી લાઇનો સાદા ખુટાનીજ કરીએ તો તે ગૂંથણુને **સાફ ગૂંથણુ** કહેવામાં આવે છે. આ જાતનાં ગૂંથણુને **ગાર્ટર ગૂંથણુ** પણ કહેવામાં

આવે છે. તેવીજ રીતે જો બધા લાઇનો ઉંધા ખુટાની ગૂંથીએ તો પણ એજ જાતનું ગૂંથણ થાય છે. આ ઉપરાંત જે જુદી જુદી ભાતો આ પુસ્તકમાં આપવામાં આવી છે તે બધી સાદા અને ઉંધા ખુટાની ગોઠવણીનું પરિણામ છે.

## ખુટા લપસાવવા

ગૂંથણમાં ફેન્સી ભાત કરવા માટે અથવા ઘાટ ઉતારવા માટે ખુટાને ગૂંથ્યા વગર લપસાવી દેવામાં આવે છે. આની બે રીત છે.

**સાદી રીત**. ગૂંથવાનો ખુટો સાદો હોય અને તેમાં ખુટો લપસાવવો પડે ત્યારે ડાબા સુયા પરના તે ખુટાને આગળની બાજુથી જમણા સુયાની અણી ડાબી બાજુએથી નાખવી અને ગૂંથ્યા વગર તે ખુટાને જમણા સુયા પર ચડાવી લેવો. (જેમ સાદો ખુટો ગૂંથતાં હોઈએ તેજ રીતે ગૂંથ્યા વગર ખુટાને લપસાવીને બીજા સુયા પર ચડાવી લેવો)

**ઉંધી રીત.** ઉપર સમજાવ્યુ તે મુજબ ઉંધા ખુટો ગૂંથતાં હોઇએ તેવી રીતે જમણા સુયા પર ગૂથ્યા વગર ખુટાને લપસાવવો. આ રીતમાં જમણા હાથના સુયાની અણી ખુટાની જમણી બાજુથી પરોવવી.

## ખુટા બાંધવા

જ્યારે **ગૂંથણ** કામ પૂરૂં થાય ત્યારે જો સુયો કાઢી લઇએ તો દોરાનો છેડો ખેંચવાથી આખું કામ વીખાઇ જાય માટે સુયો કાઢતાં પહેલાં ખુટા નીચેની રીતથી બાંધવા જોઇએ.

પહેલા બે ખુટા ભાત પ્રમાણે ગુંથો. * ડાબી બાજુના સુયાની અણી પહેલા ગૂંથેલા ખુટામાં પરોવી, બીજા ખુટા પર ચડાવી તે પહેલા ખુટાને જમણા સુયા પરથી ઉતારો. બીજો ખુટો જમણા સુયા પરજ રહેવા દેવો અને ચડાવેલો ખુટો છુટો મુકી દેવો. પછી ડાબા સુયા પરનો એક ખુટો ગૂથો. એટલે જમણા સુયા પર ફરીથી બે ખુટા થયા. વળી *આવા નિશાનથી શરૂ કરી આજ પ્રમાણે કરતાં જાઓ એટલે

છેલ્લે એક ખુટો સુયા પર રહેશે. પછી ઊન તોડી નાખી તે છેલ્લા ખુટાની અંદરથી પરોવીને ગાંઠ વાળો.

સ્વેટરનું ગળું અથવા બીજી કોઇ એવી જગ્યાએ જ્યાં કોર બાંધવાની હોય ત્યાં આ રીત વપરાય છે. તેમજ ખભા અથવા એવી કોઇ બીજી જગ્યાએ સાંધા કરવાના હોય ત્યાં પણ આ રીતે કોર બાંધીને પછી સોય વડે નીચેની રીત પ્રમાણે સાંધા જોડવામાં આવે છે.

## સાંધા જોડવા

**સોયવડે.** સ્વેટરનો આગળનો અને પાછળનો ભાગ, બાંય, પટી, વગેરે જોડવા અથવા ચોડવા માટે જે ઊન ગૂંથણમાં વાપરી હોય તે જ ઊન સોયમાં પરોવી વાપરવી.

જોડવાના બન્ને ભાગ મેજ ઉપર સામસામા અને ઊલટા રાખવા અને થોડે થોડે અંતરે નાની સેફ્ટી પીનો મારવી. પછી સોય અને દોરો લઇ સામસામા ખુટાની ટીપ ભરી જવી. જો તે કામ કાળજીપૂર્વક કરવામાં આવશે તો સાંધો બિલકુલ દેખાશે નહિ.

**ત્રણ સુયા વડે.** સ્વેટરના ખભા, મોજાંના ફણા વગેરેના સાંધા જોડવા માટે પહેલાં ગૂંથતી વખતે ખુટા બાંધવા અને પછી સોય વડે સાંધા જોડવા એમ કરવાને બદલે આ રીતથી ખુટા બાંધવાનું અને સાંધા જોડવાનું એ બન્ને કામ એકી સાથે થાય છે.



આકૃતિ ૧૨ મી

જે બે ભાગ સાથે જોડવાના હોય તેમાં બન્ને બાજુ ખુટા એક સરખા હોય છે. થોડા ઝાઝા હોતા નથી. ગૂંથણ અવળું કરીને બન્ને સુયા પરથી એક એક ખુટો લઇ બન્ને ખુટાને એકી સાથે ગૂંથો. જુઓ **આકૃતિ ૧૨ મી.**

ફરીવાર બન્ને સુયા પરથી એક એક ખુટો લઈ બન્ને ખુટાને એકી સાથે ગૂંથો. * પહેલા ખુટાને બીજા ખુટા પર ચડાવો. પછી ફરીવાર બન્ને સુયા પરથી એક એક ખુટો લઈ બન્ને ખુટાને એકી સાથે ગૂંથો. ફરીથી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી આ પ્રમાણે કરી જાઓ.

આ રીત ખૂટા બાંધવાની રીતને મળતીજ છે. તફાવત એટલોજ કે આમાં બન્ને સુયા પરથી એક એક ખુટો લઇ તે બન્ને ખુટાને સાથે ગૂંથવા. જ્યારે ખુટા બાંધવાની રીતમાં એકજ ખુટો લઇ ગૂંથવાનો હોય છે. બન્ને સુયા પરથી એક એક ખુટો લઇ ગૂંથવાથી બન્ને ભાગનું જોડાણુ થઇ જાય છે અને ગૂંથણુ અવળું હોવાથી અંદરની બાજુ સાંધાની ધાર જોવામાં આવે છે.

**બે સુયા અને સોય વડે.** ત્રણ સુયા વડે સાંધો જોડવાથી સાંધો દેખાય છે જ્યારે આ રીતથી સાંધો માલમ પડતો નથી. આ રીતમાં ત્રીજા સુયાને બદલે સોય વાપરવામાં આવે છે. ઉપરની રીત પ્રમાણેજ બે સુયા બાજુ બાજુમાં રાખી સોય વડે સાંધો કરવામાં આવે છે.

ગૂંથણુ પૂરૂં થાય એટલે દોરાનો છેડો સાંધા માટે જોઇએ તેટલો લાંબો રાખી તોડી નાખો અને સોયમાં પરોવો. પછી ગૂંથણુ સવળું રાખી બંન્ને સુયા ડાબા હાથમાં પકડો. * આગલા સુયાના પહેલા ખુટામાં ડાબી બાજુથી સોય પરોવીને તે ખુટો સુયા પરથી ઉતારી નાખો. પછી આગલા સુયાના બીજા ખુટામાં સોય જમણી બાજુથી પરોવો પણ ખુટાને સુયા પરથી ઉતારો નહિ અને ઊનને સુયાની નીચેથી પાછળ લઇ જઇ પાછલા



આકૃતિ ૧૩ મી

સુયાના પહેલા ખુટામાં જમણી બાજુથી પરોવો અને તે ખુટાને સુયા પરથી ઉતારી નાખો. પછી પાછલા સુયાના બીજા ખુટામાં ડાબી બાજુથી સોયને પરોવો પણ તે ખુટાને સુયા પરથી ઉતારો નહિ અને ઊનને આગલા સુયાની નીચેથી આગળ લાવો. ફરીથી *આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી કરી જાઓ. છેલ્લે એક ખુટો બાકી રહે તેની સાથે ઊનના છેડાની મજબૂત ગાંઠ વાળો અને ઊન તોડી નાખો.

આ પ્રમાણે સાંધો કરવાથી માલમ પડશે કે જે વર્ણન આપેલું છે તે લાંબું અને અઘરૂં જણાય છે પણ કામ ઘણું સહેલું છે. સાદા ગૂંથણની માફકજ સોયનો દોરો ચાલે છે અને ભળતુંજ ગૂંથણ થાય છે. જયાં જયાં ગૂંથણમાં સાદા ઉંધા ખુટાની ભાત હોય ત્યાં ત્યાં સોયને પરોવવામાં ફેરફાર કરવો જોઇએ. આ બધું અનુભવથી માલમ પડશે. **આકૃતિ ૧૩માં** બતાવ્યા પ્રમાણે દોરો ચાલે છે.

## ખુટા ઉચકવા

મોજાંની એડીમાં અને કોઇ ગૂંથણ તૈયાર થઇ ગયું હોય તેમાં નીચે કિનાર વધારવી હોય વગેરે કામને માટે આ રીતનો ઉપયોગ છે.

ગૂંથણની ધારના એક ખુટામાં સુયો પરોવી તેના પર ઊનની આંટી નાખો અને સુયાને આંટી સહિત બહાર કાઢો. એટલે ઉચકેલા ખુટામાં ગાળીયો પડયો અને સુયા પર એક ખુટો થયો. આવી રીતે જેટલા ખુટા નાખવા હોય તેટલા નાખી શકાય. પહેલા ખુટામાં ઊનનો દોરો પકડાવવા માટે ગાંઠ વાળવી જોઇએ. સ્વેટરમાં ખિસ્સા નાખવા હોય ત્યારે પણ આજ રીતથી ખુટા ઉચકીને શરૂ કરાય છે. જયાંથી ખિસ્સાની નીચેની ધાર શરૂ કરવી હોય ત્યાંથી આ પ્રમાણે ખુટા ઉચકી ખિસ્સાનું પાછલું પડ ગૂંથવામાં આવે છે.

અમુક જાતની ભાત નાખવા માટે પણ ખુટા ઉચકવાની જરૂર પડે છે. ગૂંથણની વચમાંથી આંટી નાખી જમણા સુયા વડે ઊન

ઉપાડી અરધો વળ દઈ ડાબા સુયા પર ચડાવો અને તેને જમણા સુયા વડે ગૂંથો.

## રંગીત પટ્ટા

જ્યારે ગૂંથણમાં જુદા જુદા રંગના ઉભા પટ્ટા નાખવા હોય ત્યારે જેટલા પટ્ટા હોય તેટલા ઊનના દડા જોઇએ. જે રંગનો પહેલો પટ્ટો નાખવો હોય તે રંગની ઊનનો દડો લઇ તે પટ્ટો જેટલો પહોળો કરવો હોય તેટલા ખુટા નાખવા. પછી તે ઊનને તેમજ રહેવા દઈ બીજા રંગની ઊન લઈ તે પટ્ટા માટે જેટલા ખુટા નાખવા હોય તેટલા નાખવા. આ રીતે જેટલા પટ્ટા નાખવા હોય તેટલા નાખી શકાય. ગૂંથણમાં પણ જે ભાત કરવી હોય તે કરી શકાય. પણ પટ્ટાના રંગ જુદા જુદા હોવાથી ભાત વગરનું સાદું ગૂંથણ પણ શુશોભિત લાગે છે. ગૂંથતાં ગૂંથતાં જ્યારે એ પટ્ટા વચ્ચેનો સાંધો આવે ત્યારે **આકૃતિ ૧૪મીમાં** બતાવ્યા પ્રમાણે કરવું. જમણા સુયા પરના સફેદ પટ્ટાના બધા ખુટા ગુથાઈ ગયા છે. હવે ત્યાર પછીના રંગીત પટ્ટા સાથે તેનું જોડાણ કરવું છે. માટે પહેલાં રંગીત પટ્ટાના પહેલા ખુટામાં જમણો સુયો નાખી, જમણા હાથની આંગળી પર રંગીત ઊન પકડી રાખી **આકૃતિ ૧૪મી માં** બતાવ્યા પ્રમાણે સફેદ ઊનની આંટી નાખી દોરો તાણી રાખો. પછી રંગીત ઊન વડે ચાલુ ભાત પ્રમાણે બધા ખુટા ગૂંથી જાઓ.



**આકૃતિ ૧૪મી**

જો સાંધો વધારે મજબુત કરવો હોય તો રંગીત ઊનનો બીજો ખુટો પણ પહેલા ખુટાની માફક, સફેદ ઊનની આંટી નાખી, ઉપરની રીત પ્રમાણે જ ગૂંથી જાઓ. સ્વેટરના ગળાની અને ખભાની પટી આજ

રીતથી જુદા જુદા રંગની, ગૂંથતી વખતે જ નાખી શકાય છે. અને પછી પાછળથી સાંધા જોડવાની જરૂર રહેતી નથી.

## દોરંગી ભાત

ગૂંથણમાં જ્યારે બીજા રંગની ભાત નાખવી હોય ત્યારે જે લાઇનથી દોરંગી ભાત શરૂ કરવી હોય તેના પહેલા ખુટાની અંદર ભાતના રંગીત દોરાની ઊન પરોવી ગાંઠ વાળવી અને પછી બન્ને દોરા વડે ગૂંથવું. દરેક ખુટો ગૂંથતાં પહેલાં બીજા રંગની ઊન, જે રંગનો ખુટો ગૂંથવો હોય તે રંગની ઊન પરથી ઊતારી નીચે મુકો ને પછી ખુટો ગૂંથો.

દાખલા તરીકે એકી સાથે ચાર ખુટા રંગીત ઊનના ગૂંથવા તો દરેક ખુટો ગૂંથતાં પહેલાં સફેદ ઊન રંગીત ઊન ઉપરથી ઉતારી નીચે મુકો. બીજો ખુટો પણ રંગીત ઊનથી ગૂંથવો છે તો સફેદ ઊનને ફરીવાર રંગીત ઊન પરથી ઉતારી અંદરના ભાગમાં નીચે મુકો. એવી રીતે કુલ ચાર ખુટા ગૂંથો, પછી સફેદ ઊનના ખુટા ગૂંથતી વખતે તેજ રીતથી રંગીત ઊનની આંટી નાખવી. આમ કરવાથી બન્ને ઊનને વળ ચડતો નથી. જે ઊન વડે આંટી નખાય તે ઊન હમેશાં ઢીલી મૂકવી, નહિતર ગૂંથણ કડક થશે.

ગૂંથણ કામમાં જ્યાં જ્યાં આ પ્રકારનું કામ આવે છે ત્યાં આ પ્રમાણે વિસ્તારથી વિગત આપી નથી. પણ ટુંકમાં એમજ લખ્યું છે કે અમુક રંગની ઊનના આટલા ખુટા નાખો અને અમુક ઊનના આટલા. આંટી નાખવી વગેરે બતાવ્યું નથી માટે સમજી લેવું કે આંટી તો નાખવાજ જોઇએ.

## ચાર સુયાનું ગૂંથણ

જ્યારે સાંધા વગરનું ગોળ ગૂંથણ કરવું હોય ત્યારે ચાર સુયાનો ઉપયોગ કરવામાં આવે છે. જેટલા ખુટા નાખવાના હોય તેના ત્રણ

લગભગ સરખા ભાગ કરવા. એક ભાગના ખુટા પહેલા સુયા પર નાખવા અને તેની બાજુમાં બીજો સુયો પકડી તેના પર બીજા ભાગના ખુટા નાખવા. બે સુયાની વચમાં ઊન લાંબી રહેવી ન



**આકૃતિ ૧૫ મી**

જોઈએ. એવી જ રીતે બાકીના ખુટા ત્રીજા સુયા પર નાખવા અને પહેલો અને છેલ્લો ખુટો ભેગા કરી ચોથા સુયા વડે ગૂંથણની બીજી લાઇન શરૂ કરવી. ગૂંથતાં ગૂંથતાં ઊનનો નાનો છેડો ગૂંથણની વચમાં રાખી ખુટા ભરવા જેથી છેડો ગૂંથણની વચમાં દબાઈ જશે અને મજબુતાઈ વધશે. ગૂંથવા માટે સુયા પકડવાની રીત **આકૃતિ ૧૫ મીમાં** જુઓ.

## ગોળ સુયાનું ગૂંથણુ

જેમ બે સુયાના **ગૂંથણુમાં** એક સુયા પર ખુટા નાખવામાં આવે છે તેવી જ રીતે ગોળ સુયાને એક છેડેથી ખુટા નાખતું જવું અને



**આકૃતિ ૧૬ મી.**

જેટલા ખુટા નાખવા હોય તેટલા નાખવા. **ગૂંથણુની** બીજી લાઇન શરૂ કરતી વખતે ગૂંથણમાં વળ ન પડે તેવી રીતે બધા નાખેલા ખુટા સરખા રાખવા અને સુયાના બંને છેડા ભેગા કરી, નાખેલા પહેલા ખુટાથી ગૂંથણુ શરૂ કરવું. જુઓ **આકૃતિ ૧૬ મી.**

## હુકનું ગૂથણુ

આ જાતનું સુતરાઉ દોરાનું કામ પ્રચલિત હોવાથી તે વિષે વિસ્તારથી વર્ણન કરવાની જરૂર નથી. કારણુ કે હુક વડે ઊનનું ગૂંથણુ

પણ તેજ રીતથી થાય છે. આ પુસ્તકમાં ફક્ત સાંકળી, આંટી વગરનો પાસો અને આંટી વાળો પાસો, તેટલું જ હુક્નું કામ આપવામાં આવ્યું છે.

## સમજુતિ

નકામું લંબાણુ ન થાય એ હેતુથી હવે પછી લખાણુમાં અમુક શબ્દો બાંધેલા વાપર્યા છે તેનો અર્થ નીચે મુજબ સમજવો:—

ખુ૦ લ૦=ખુટો લપસાવો.

ગૂં૦ ફે૦=ગૂંથણ ફેરવો.

## ૪. નાનો ગલેપટો (મફલર)

માપ—લંબાઇ ૪૨ ઇંચ, પહોળાઇ પાા ઇંચ.

ઊન—સફેદ ઔંસ ૧, કથાઇ ઔંસ ૨.

સુયા- નંબર ૧૪ના જોડી ૧,

ઊનની જાડાઇ—૧૫ નંબરના લોખંડના સુયાની જાડાઇ જેટલી.

ખુટાનું તાણુ—૧ ઇંચના ૯ ખુટા.

### ગૂંથણુ

એક છેડાની ધારથી શરૂ કરો. કથાઈ ઊન લઈ નંબર ૧૪ના સુયા વડે બાવન ખુટા નાખો.

૧લી લાઇન - સાદા ખુટા ગૂંથી જાઓ.

૨જી લાઈન—પહેલો ૧ ખુ૦ લ૦ પછી ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઇન- ૨જી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ. હવે ઉપરની બીજી લાઇન પ્રમાણે ૨ ઇંચ સુધી ગૂંથી જાઓ. પછી કથાઇ ઊન તોડી નાખી સફેદ ઊન જોડો. અને ચાલુ ભાત પ્રમાણે સફેદ ઊનથી ૨ ઇંચનો પટો ગૂંથી જાઓ. ફરી સફેદ ઊન તોડી નાખી કથાઇ ઊન જોડો અને ચાલુ ભાત પ્રમાણે ૨ ઇંચનો પટો ગૂંથી જાઓ.

હવે કથાઇ ઊન તોડી સફેદ ઊન જોડો. ફરી ચાલુ ભાત પ્રમાણે સફેદ ઊનથી ૨ ઇંચ સુધી ગૂંથી જાઓ. પછી સફેદ ઊન તોડી કથાઇ ઊન જોડો. અને કથાઇ ઊનથી ૨૬ ઇંચ સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

હવે કથાઇ ઊન તોડી સફેદ ઊન જોડો. અને ચાલુ ભાત પ્રમાણે ૨ ઇંચ સુધી ગૂંથી જાઓ. ફરી સફેદ ઊન તોડી કથાઈ ઊન જોડો. અને ૨ ઇંચ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી કથાઇ ઊન તોડી સફેદ ઊન જોડો. ૨ ઇંચ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. ફરી સફેદ ઊન તોડી કથાઇ ઊન જોડો અને ૨ ઇંચ કથાઇ ઊનથી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી છેલ્લી લાઇન સાદા ખુટા ગૂંથો અને સૂચના પ્રમાણે ખુટા બાંધો. પછી કથાઇ ઊનના દોરાના પાંચ પાંચ ઇંચના ટુકડા એવડા કરી નીચેની ધાર પર થોડે થોડે અંતરે પરોવી ગાંઠ વાળો અને બંને બાજુના છેડાઓ સરખા રાખી કાતર વતી રૂછડાં એક સરખાં કાપો.

## ૫. મોટો ગલેપટો (મફલર)

માપ—લંબાઇ ૪૫ ઇંચ, પહોળાઇ ૯॥ ઇચ.

ઊન—સફેદ ઔંસ ૧, ખુલતો પીળો ઔંસ ૪.

સુયા—નંબર ૮ ના જોડી ૧.

ઊનની જાડાઇ—લોંખડના ૧૬ નંબરના સુયાની જાડાઇની ઊન વાપરવી.

ખુટાનું તાણ—૧ ઇંચના ૬ ખુટા.

### ગૂંથણ

એક છેડાની ધારથી શરૂ કરો. રંગીત ઊન લઇ નંબર ૮ ના સુયા વડે ૬૧ ખુટા નાખો. અને ૧ લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ.

૧ લી લાઇન—૧ સાદો, ૧ ઉંધો. ૧ સાદો, ૧ ઉંધો એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૨ જી લાઇન-૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૩ જી લાઇન-૧ ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ ૧ લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪થી લાઇન-૧ ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ ૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. હવે ૧લી લાઇન પ્રમાણે ૩ ઇંચ સુધી ગૂંથી જાઓ.

પછી રંગીત ઊન તોડી નાખી સફેદ ઊન જોડો. અને ચાલુ ભાત ૩ ઇંચ સુધી ગૂંથી જાઓ. પછી સફેદ ઊન તોડી નાખી ફરી રંગીત ઊન જોડો અને ચાલુ ભાત પ્રમાણે ૩૩ ઇંચ સુધી ગૂંથી જાઓ.

હવે રંગીન ઉન તોડી નાખો સફેદ ઊન જોડો. અને ચાલુ ભાત પ્રમાણે ૩ ઇંચ સુધી ગૂંથી જાઓ. ફરી સફેદ ઊન તોડી નાખો રંગીત ઊન જોડો અને ચાલુ ભાત પ્રમાણે ૩ ઇંચિ સુધી ગૂંથી જાઓ. પછી સૂચના પ્રમાણે ખુટા બાંધો. હવે રંગીત ઊનના ૧૦, ૧૦, ઇંચના ટુકડા બેવડા કરી નીચેની ધાર પર થોડે થોડે અંતરે પરોવી ગાંઠ વાળો એટલે કુલ ૪ દોરા થયા. હવે તેમાંનાં બે દોરા મૂકી બાજુના બે દોરા લીયો એટલે કુલ ૪ દોરા થયા. પછી તે ૪ દોરાને અરધો ઇંચ ઉપર જગ્યા મુકી ગાંઠ વાળો. એ જ પ્રમાણે છેડા સુધી ગાંઠો વાળી જાઓ. એ જ રીત થી કુલ ૩ વાર ગાંઠો વાળો. અને એજ રીત પ્રમાણે રજી બાજુના છેડાની ધાર પર કરી જાઓ. પછી બન્ને બાજુના છેડાને સરખા રાખી કાતર વતી રૂછડાં એક સરખાં કાપો.

## ૬. રૂમાલ

માપ—૩૦ ઇંચ ઓરસ ચોરસ.

સુયા—નંબર ૮ના જોડી ૧.

ઊન—ખુલતો ગુલાબી, ૧૦ ઔંસ.

ઊનની જાડાઈ—લોખંડના ૧૬ નંબરના સુયાની જાડાઈની ઊન વાપરવી.

ખુટાનું તાણ—૧ઈંચના ૬ ખુટા.

### ગૂંથણુ

રૂમાલ એક છેડાની ધારથી શરૂ કરો. નંબર૮નો સુયો લઇ ગુલાબી ઊન વડે ૨૪૧ ખુટા નાખો.

૧લી લાઇન—સાદા ખુટા ગૂથી જાઓ.

૨જી લાઇન—સાદા ખુટા ગૂંથી જાઓ. આવી રીતે ૨ ઈંચનો પટો સાદા ખુટાનો ગૂંથી પછી નીચે પ્રમાણે દાણાદાર ભાતનુ ગૂંથણ કરો.

૧લી લાઇન—પહેલો ૧ ખુ. લ. ૧૫ સાદા, પછી, ૧ ઉંધો, ૧ સાદો ૧ ઉંધો, ૧ સાદો એવી રીતે આખી લાઈન ગુંથી જાઓ. છેલ્લા ૧૬ સાદા.

૨જી લાઇન—૧લી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

૩જી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ઉપરની ભાત પ્રમાણે ૨૬ ઈંચ સુધી ગૂંથી જાઓ. અને ૨૬ ઇંચ ગૂંથી રહ્યા પછી ૨ ઇંચ સાદા ખુટાનું ગૂંથણ કરી સૂચના પ્રમાણે ખુટા બાંધો.

હવે તેજ રંગની ઊન લઇ પાંચ પાંચ ઇંચના ટુકડા કરી બબે દોરા સાથે લઇ થોડે થોડે અંતરે પરોવી ગાંઠો વાળો પછી ચારે બાગના છેડાઓ સરખા રાખી કાતર વતી રૂછડાં એક સરખાં કાપો.

# ૭. સ્ત્રીની બંડી.



આકૃતિ ૧૭મી

માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઇ ૧૭ ઇંચ, પહોળાઇ છાતી એ ૩૪ ઇંચ ગોળ.

સુયા—નંબર ૧૦ના જોડી ૧, નંબર ૧૨ ના જોડી ૧.

ઊન—ઔંસ ૩. ખુલતા બ્લુ રંગની

ઊનની જાડાઇ—૧૬ નંબરના લોખંડના સુયાની જાડાઇ જેટલી

ખુટાનું તાણ—૧ ઇંચના ૮ ખુટા.

## આગળનો ભાગ

ગૂંથણુ નીચેની ધારથી શરૂ કરો. બ્લુ ઊન લઇ નંબર ૧૨ના સુયા વડે ૧૨૮ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧ લી લાઇન—સાદા ખુટાની ગૂથા જાઓ.

૨ જી લાઈન— ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો એવી રીતે આખી લાઇન ગુંથી જાઓ.

૩ જી લાઇન—૨ જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨ જી લાઇન પ્રમાણે ૨ ઇંચનો નીચેનો પટો ગૂંથી જાઓ. પછી નંબર ૧૨ નો સુયો ખાલી થયો તેને એક બાજુ મુકી નંબર ૧૦ ના સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૧ લી લાઇન— સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨ જી લાઈન— ઉંધા ખુટાની ગૂંથી જાઓ,

૩ જી લાઈન— ૧ લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪ થી લાઈન— ૨ જી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ,

આ પ્રમાણે વારા ફરતી ૧ લી અને ૨ જી લાઈન ગૂંથતા ગૂંથતા ગૂંથણુ ૭ ઇંચ થાય ત્યાં સુધી ગૂંથી જાઓ પછી નંબર ૧૦ નો સુયો ખાલી થયો તેને એક બાજુ મુકો અને નંબર ૧૨ ના સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન— પહેલાં ૨ સાદા, પછી એક ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. છેલ્લા બે સાદા.

૨ જી લાઇન—પહેલાં ૨ ઉધા, પછી ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩ જી લાઇન— ૧ લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪ થી લાઈન— ૨ જી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૧ લી લાઇન અને ૨ જી લાઇન વારા ફરતી ગૂંથતા ગૂંથતા કુલ ગૂંથણુ ૨ ઇંચ થયા પછી ખુટા બાંધો.

## પીઠ

આગળના ભાગની માફક અને એજ રીતથી એજ માપનો પાછળનો ભાગ ગૂંથી જાઓ.

### પટ્ટા

ગુંથણુ એક છેડાની ધારથી શરૂ કરો. બ્લુ ઊન લઈ નંબર ૧૨ના સુયા વડે ૧૨ ખુટા નાખો.

પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪થી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ઉપરની ૨જી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં કુલ ૬ ઇંચ સુધી ગૂંથી ખુટા બાંધો. પછી એ જ રીત અને એ જ માપનો બીજો પટ્ટો ગૂંથી જાઓ.

## સાંધા જોડવા

એક હાથ લાંબો બ્લુ રંગની ઊનનો દોરો સોયમાં પરોવો અને સૂચના પ્રમાણે સાંધા જોડો. પછી ખભાના પટ્ટાના સાંધા નીચે પ્રમાણે જોડો. પડખાના સાંધાથી ૩૦ ખુટા મુકી ગૂંથણ અવળું રાખી પટ્ટાનો એક છેડો આગલા ભાગમાં અને બીજો છેડો પાછળના ભાગમાં ૩૦ ખુટા મુકી સાંધો. પછી બીજા ખભાનો પટ્ટો તેજ પ્રમાણે સાંધો.

## ૮. સ્ત્રીનું સ્વેટર



**આકૃતિ ૧૮મી**

માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઇ ૨૦ ઇંચ. છાતીએ પહોળાઈ ૩૪ ઇંચ ગોળ.

સુયા—નંબર ૮ના જોડી ૧. નંબર ૬ના જોડી ૧.

ઊન—સફેદ ઔંસ ૨, બદામી ઔંસ ૮, બટન નંગ ૪.

ખુટાનું તાણ—૨ ઇંચના ૯ ખુટા.

ઊનની જાડાઇ—લોખંડના ૧૦ નંબરના સુયાની જાડાઇની ઊન વાપરવી.

## આગળનો ભાગ

સ્વેટર નીચેની ધારથી શરૂ કરો, સફેદ ઊન લઈ નંબર ૬ ના સુયા વડે ૭૨ ખુટા નાખો. હવે નંબર ૮નો એક સુયો લઇ એક લાઇનિ સાદા ખુટાની ગૂંથી જાઓ. અને નંબર ૬ નો સુયો ખાલી થયો તેને એક બાજુ મુકો પછી બીજા નંબર ૮ના સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૧ લી લાઇન—૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ,

૨જી લાઇન—૧લી લાઇન પ્રમાણે.

૩જી લાઇન—૧લી લાઇન પ્રમાણે. આ પ્રમાણે ૨॥ ઇંચ સુધી ગૂંથી જાઓ એટલે પટાનું ગૂંથણ પૂરૂં થયું. પછી નીચે પ્રમાણે ભાત શરૂ કરો.

૧લી લાઇન— સફેદ ઊન તોડી નાખી રંગીત ઊન જોડો અને નંબર ૮ નો સુયો ખાલી થયો તેને એક બાજુ મૂકી નંબર ૬ ના સુયા વડે ગૂંથો. ૧ ઉંધો, ૩ સાદા, ૧ ઉંધો, ૩ સાદા, એવા રીતે આખી લાઇન ગૂંથી જાઓ. અને નંબર ૮ નો સુયો એક બાજુએ મુકી નંબર ૬ ના સુયા વડે ગૂંથો.

૨જી લાઇન—૧ સાદો, ૩ ઉંધા, ૧ સાદો, ૩ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથો.

૪થી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂથો.

એવા રીતે વારા ફરતી ૧લી અને ૨જી લાઇન ગૂંથતા ગૂંથતાં ૧૦॥ ઇંચિ સુધી ગૂંથી જાઓ. એટલે પટાની નીચેની ધારથી કુલ ગૂંથણુ ૧૩ ઇંચ થશે.

હવે ખભા ઉતારો—ગૂથણની અવળી બાજુ સામે રાખીને નીચે પ્રમાણે શરૂ કરો.

૧લી લાઇન—૬ ખુટા બાંધો. બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૨જી લાઇન—૬ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૩જી લાઇન—૨ ખુટા ભેગા, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૪થી લાઇન— ૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

આ પ્રમાણે ૨જી બે લાઇન ગૂંથો એટલે દરેક બાજુએ ચાર ચાર ખુટા ઘટયા, હવે બાકી રહેલા ખુટાઓને ચાલુ ભાત પ્રમાણે ૧૦ લાઇન ગૂંથો, ત્યાર પછી ગળાનો ભાગ સંકોડવા માટે નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—૨ ઉંધા ખુટા ભેગા, * પછી ૨ ઉંધા, ૨ ઉંધા ખુટા ભેગા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૨જી લાઇન—૨ સાદા, ૧ ઉંધો, ૨ સાદા, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઇન—આખી લાઇન ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૪થી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૫મી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે વારા ફરતી ૨જી અને ૩જી લાઇન પ્રમાણે કુલ ૧૦ લાઇન ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧૧મી લાઇન—૨ ઉંધા ખુટા ભેગા, * ૧ ઉંધો, ૨ ઉંધા ભેગા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૧૨મી લાઇન—૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૧૩મી લાઇન—૨ સાદા, ૧ ઉંધો, ૨ સાદા, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૧૪મી લાઇન—૧૨મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૫મી લાઇન—૧૩મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૬મી લાઇન—૧૨મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૭મી લાઇન—૧૩મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૮મી લાઇન—૧૨મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૯મી લાઇન—૧૩મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૨૦મી લાઇન—૧૨મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે બદામી ઊન તોડી નાખી સફેદ ઊન જોડો, અને પાંચ લાઇન સાદા ખુટાની ગૂંથો. પછી ખુટા બાંધો એટલે આગળનો ભાગ પૂરો થયો.

## પીઠ

આ ભાગ પણ આગલા ભાગ પ્રમાણેજ એજ માપનો અને એજ રીતથી ગૂંથી જાઓ. કારણ કે બન્ને ભાગ સરખા છે.

## બાંયુ

નીચેના મોળીયાંથી શરૂ કરો. નંબર ૬નો સુયો અને સફેદ ઊન વડે ૬૦ ખુટા નાખો, અને નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૩જી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. કુલ ૧૦ લાઇન ગૂંથો. પછી સફેદ ઊન તોડી નાખી રંગીત ઊન જોડો, ને નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન— ૩ સાદા, * ૧ ઉંધો, ૩ સાદા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૨જી લાઇન— ૧ સાદો, ૩ ઉંધા, ૧ સાદો, ૩ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઇન— ૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪થી લાઇન— ૨જી લાઇન પ્રમાણે ગૂંથો. હવે ૧લી અને ૨જી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં મોળીયાંની ધારથી કુલ લંબાઇ પાંચ ઇંચ થાય ત્યાં સુધી ગૂંથી જાઓ, પછી નીચે પ્રમાણે ઘાટ ઉતારો.

૧લી લાઇન— ૨ ઉંધા ખુટા ભેગા, * ૨ ઉંધા, ૨ ઉંધા ખુટા ભેગા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૨જી લાઇન— ૨ સાદા, ૧ ઉંધો, ૨ સાદા, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઇન— ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૪થી લાઇન— ૨જી લાઇન પ્રમાણે. હવે ૩જી અને ૨જી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં કુલ ૧૦ લાઇન ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે.

૧૧મી લાઇન— ૨ ઉંધા ભેગા, ૧ ઉંધો, ૨ ઉંધા ભેગા, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૧૨મી લાઇન—૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૧૩મી લાઇન— ૨ સાદા, ૧ ઉંધો, ૨ સાદા, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૧૪મી લાઇન— ૧૨મી લાઇન પ્રમાણે ગૂંથો

૧૫મી લાઇન—૧૩મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૬મી લાઇન—૧૨મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૭મી લાઇન—૧૩મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૮મી લાઇન—૧૨મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૯મી લાઇન—૧૩મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૨૦મી લાઇન—૧૨મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે બદામી ઊન તોડી નાખી સફેદ ઊન જોડો. અને પાંચ લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ. પછી ખુટા બાંધો.

અહીં એક બાંય પૂરી થઈ હવે એજ રીતથી અને એજ માપની બીજી બાંય ગૂંથી જાઓ.

## સાંધા જોડવા

સૂચના પ્રમાણે સાંધા જોડો. પહેલાં પડખાંના સાંધા અને પછી બાંયું જોડીને ચિત્રમાં બતાવ્યા મુજબ બટન ચોડો. બાંયુંનો સાંધો બટન ચોડેલ છે તે જગ્યાએ આવશે.

## ૯. એક વરસનાં બચ્ચાંનું સ્વેટર

**(પુઠાંની આકૃતિ જુઓ.)**

માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઇ ૧૧ ઇંચ. પહોળાઇ ૧૮ ઇંચ ગોળ.

**સુયા**—નંબર ૧૫ની જોડી ૧. પીન નંગ ૩.

**ઊન**—૩ ઔંસ ખુલતો સલેટીયાં અને ૧ ઔંસ સફેદ.

**ઊનની જાડાઈ**—લોખંડના ૧૬ નંબરના સુયાની જાડાઇ જેટલી.

**ખુટાનું તાણુ**—૧ ઇંચના ૮ ખુટા.

### આગળનો ભાગ

સ્વેટર નીચેની ધારથી શરૂ કરો. સલેટીયાં ઊન લઈ નંબર ૧૫ના સુયા વડે ૭૨ ખુટા નાખો.

**૧લી લાઇન**—સાદા ખુટાની ગુંથી જાઓ.

**૨જી લાઇન**—૧ ખુ. લ. પછી ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, એવી રીતે આખી લાઇન ગુંથી જાઓ. છેલ્લે ૧ સાદો.

**૩જી લાઈન**—૨ જી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

**૪ થી લાઇન**—૨ જી લાઇન પ્રમાણે ગુંથી જાઓ.

હવે ઉપરની ૨ જી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૧ાા ઇંચનો પટો ગુંથી જાઓ. પછી રંગીત ઊન તોડી નાખી સફેદ ઊન જોડો અને નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન– ૧ ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ સાદા ખુટાનું ગૂંથી જાઓ.

૨ જી લાઇન– ૧ ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ ઉંધા ખુટાનું ગૂંથી જાઓ.

૩ જી લાઇન— ૧ લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪ થી લાઈન — ૨ જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૫ મી લાઇન — ૧ લી લાઇન પ્રમાણે ગૂથી જાઓ.

૬ ઠી લાઈન — ૨ જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. પછી સફેદ ઊન તોડી નાખી રંગીત ઊન જોડો અને નીચે પ્રમાણે ગૂંથો.

૭ મી લાઇન—૧ લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૮ મી લાઇન — ૨ જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૧લી અને ૨જી લાઇન વારા ફરતી ગૂથતાં ગૂંથતાં કુલ પાંચ ઇંચ સુધી ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે ગૂથો.

૧લી લાઇન—૬ ખુટા બાંધો. પછી ૩૦ સાદા ખુટા ગૂથો અને બાકી રહેલા ખુટાને પીન પર ઉતારી નાખી નીચે પ્રમાણે ગૂથો એટલે ગળાનો એક બાજુનો ભાગ ગૂંથાશે અને ખંભો ઉતરશે.

૨જી લાઈન— ૨ સાદા ભેગા, વચ્ચેનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથી જાઓ અને છેલ્લા ૨ ખુટા ભેગા,

૩ જી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ. છેલ્લા બે ભેગા.

૪થી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ, છેલ્લા ૨ ખુટા ભેગા.

૫મી લાઈન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૬ઠી લાઇન—૪થી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

૭મી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૮મી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

અહીં ખભાની ગોળાઇ પુરી થઈ અને ગળાની બાજુ ઉપરની ૪ થી લાઈન પ્રમાણે દર બીજી લાઇને ૨ ખુટા ભેગા ગૂંથો એટલે એક, એક, ખુટો ઘટતો જશે. એવી રીતે ગૂંથતાં ગૂંથતાં બાકી ૧૧ ખુટા રહે ત્યાં સુધી ગૂંથી જાઓ. પછી બાકી રહેલા ૧૧ ખુટાને ચાલુ ભાત પ્રમાણે ગૂંથો. જ્યારે પટાની નીચેથી ખભાની ઉપર સુધી કુલ ગૂંથણ ૧૧ ઇંચ થાય ત્યારે ખુટા બાંધી દોરાં તોડી નાખો. પછી બાકી રહેલા ખુટાની અંદર ઊન પરોવી બહાર કાઢો.

હવે ગળાનો બીજી બાજુનો ભાગ ગૂંથો. વચ્ચેના પહેલા ખુટાની અંદર ઊન પરોવી ગાંઠ વાળો અને પહેલા ભાગની રીતથી તે ભાગને ગૂંથી જાઓ. પણ જે ખુટાને ખભાની બાજુ ઘટાડવા હોય તે ખભાની બાજુએ ઘટાડવા અને ગળાની બાજુ ઘટાડવાના હોય તે ગળાની બાજુએ ઘટાડવા એ ખાસ ધ્યાનમાં રાખવું.

## પીઠ

આગળના ભાગ પ્રમાણે નીચેના પટાથી શરૂ કરી તેજ રીત પ્રમાણે પીઠનો ભાગ ગૂંથી જાઓ. ખભા તે પ્રમાણે જ ઉતારવા પણ ફક્ત ગળું ઉતારવું નહિ. બે ખભાની વચ્ચેનો ભાગ આખો રહેશે. ગુંથણ પૂરૂં થાય એટલે ખુટા બાંધો. પછી આગળના અને પાછળના ભાગને સાથે અવળા રાખી ખભા ઉપરના અને પડખાના નીચેના બન્ને બાજુના સાંધા જોડો.

## બાંયું અને ગળાની પટી

પટી એક છેડાની ધારથી શરૂ કરો. સફેદ ઊન લઇ નંબર ૧૫ના સૂયા વડે ૧૦ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧ ખુ૦ લ૦, પછી ૧ ઉંધો, ૧ સાદો,
૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂથી જાઓ.

૪થી લાઇન— ૨જી લાઇન પ્રમાણે ગૂથી જાઓ.

હવે ૨જી લાઇન પ્રમાણે દરેક લાઇન ગૂંથતાં ગૂંથતાં ૯ ઇંચ લાંબી પટી ગૂંથી ખુટા બાંધો, પછી એક હાથ લાંબો દોરો રાખી ઊન તોડી નાખો અને બાકી રહેલા છેલ્લા ખુટાની અંદર પરોવી બહાર કાઢો. હવે એ જ રીતથી અને એ જ માપની બીજી બાજુની પટી ગૂંથી જાઓ.

ગળાની પટી બાંયુંની પટીની માફક તેટલા જ ખુટાની અને એ જ રીતથી ૧૭ ઇંચ લાંબી ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે ચોડો.

પટીને છેડે એક હાથ લાંબો દોરો છે તેને સોયમાં પરોવો અને સ્વેટરનું ગૂંથણુ અવળું રાખી ગળાના આગળના ભાગની વચેની અણીથી પટી ચોડવી શરૂ કરો. ચોડતી વખતે પટી જોઇએ તેટલી તાણવી કે જેથી છેડે આવતાં લાંબી ટુંકી થાય નહિ. પછી બન્ને નીચેના છેડાને ભેગા થાય ત્યાં ત્રાંસા સીવો જેથી ખૂણો દેખાવમાં તીખો થશે. પછી છેડાને અંદરના ભાગમાં વાળી સીવી જાઓ. પછી આજ રીતથી ખભાની પટીઓ ચોડો. આ પટીઓનો ખૂણો બગલની નીચે રાખવો.

# ૧૦. બચ્ચાંનાં બુટી



ઊન—લવંડર ઔંસ ૧ અને કાળી વાર ૩.
સુયા—નંબર ૧૫ના જોડી ૧.
ઊનની જાડાઇ—લોખંડના ૧૬ નંબરના સુયાની
જાડાઇ જેટલી
ખુટાનું તાણ—૧ ઇંચના ૭ ખુટા.



## ગૂંથણ

નીચેના તળિયાંથી શરૂ કરો. લવંડર ઊન લઇ **આકૃતિ ૧૯મી** નંબર ૧૫ના સુયા વડે ૨૨ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો. ગૂંથણ તળિયાંની એક બાજુથી શરૂ કરી બન્ને બાજુ ખુટા વધારતાં જવું.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧ ખુટો નાખો. બાકીનું ગૂથણ ઊંધા ખુટાનું ગુંથી જાઓ. અને છેલ્લે ૧ ખુટો નાખો.

૩જી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ. પછી છેલ્લે ૧ ખુટો નાખો.

૪થી લાઇન—ઊંધા ખુટાની ગૂંથી જાઓ અને છેલ્લે ૧ ખુટો નાખો.

૫મી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૬ઠી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૩જી અને ૪થી લાઇન વારા ફરતી ગુંથતાં ગુંથતાં કુલ ૧૫

લાઈન ગૂંથો એટલે અરધું તળિયું થયું. પછી ૨ લાઇન ચાલુ ભાત પ્રમાણે ગૂંથો જાઓ. પછી નીચે પ્રમાણે ઘટાડવું શરૂ કરો.

૧લી લાઇન–૨ ખુટા ભેગા, વચ્ચેનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથો જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૨જી લાઇન-ચાલુ ભાત પ્રમાણે ગૂંથો જાઓ.

૩જી લાઇન–૧લી લાઇન પ્રમાણે ગૂંથો જાઓ.

૪થી લાઈન–૨જી લાઇન પ્રમાણે ગૂંથો જાઓ.

હવે ૧ લી અને ૨જી લાઇન વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં કુલ ૨૨ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂંથો જાઓ. પછી સાદા ખુટા ગૂંથતી વખતે ઊન જરા ઢીલી રાખવી અને ખુટા બાંધતાં જવું એટલે નીચેનું તળિયુ પૂરું થયું. પછી નીચે પ્રમાણે ઉપરનો પટો ગૂંથવો શરૂ કરો.

## સજાઇનો પટો

ગૂંથણ એક છેડાની ધારથી શરૂ કરો. લવંડર ઊન લઇ નંબર ૧૫ ના સુયા વડે ૧૬ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧ લી લાઇન–સાદા ખુટાની ગૂંથો જાઓ.

૨ જી લાઇન–ઉંધા ખુટાની ગૂંથો જાઓ.

૩ જી લાઇન–૧ લી લાઇન પ્રમાણે ગૂંથો જાઓ.

૪ થી લાઇન-૨ જી લાઇન પ્રમાણે ગૂંથો જાઓ.

હવે ૧લી અને ૨જી લાઇન પ્રમાણે વારાફરતી ગૂંથતાં ગૂંથતાં કુલ ગૂંથણ ૧૧ ઇંચ થયા પછી ખુટા બાંધો. એટલે સજાઈનો પટો પુરો થયો. તે પટાને બુટી ઉપરના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ગોળ વાળી અને એક છેડો બીજા છેડાની બાજુની ધારે અડયો ત્યાં સાંધો કરી જાઓ. એટલે સજાઈ પૂરી થઈ. આ સજાઈની અણી છે તે બુટીનો ફણો થશે.

હવે નીચેના તળિયાં સાથે આ સજાઈ જોડો. સજાઈ અવળી રાખી તેની બહારની ધાર ફણાથી શરૂ કરી તળિયાં સાથે ચોડવા માંડો. તળિયું પણ અવળું રાખવું અને ચોતરફ સાંધો જોડાઈ જાય એટલે ખુટીને સવળું કરો. આજ રીતથી બીજુ ખુટી કરો.

## કાન

પહેલાં એક કાન ગૂંથો. લવંડર ઊન લઈ નંબર ૧૫ના સુયા વડે ૮ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો,

૧લી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇન—ઊંધા ખુટાની ગૂંથી જાઓ.

હવે ૧લી અને ૨જી લાઇન વારાફરતી ગૂંથતા ગૂંથતા કુલ ૧॥ ઇંચ સુધી ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે ઘાટ ઉતારો. પણ છેલ્લી લાઇનિ ઊંધા ખુટાની હોવી જોઈએ.

૧લી લાઇનિ—૨ ખુટા ભેગા, પછી ૪ સાદા, ફરી ૨ ખુટા ભેગા.

૨જી લાઇનિ—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૩જી લાઇન—૨ ખુટા ભેગા, પછી ૨ સાદા, ૨ ખુટા ભેગા.

૪ થી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૫મી લાઈન—૨ ખુટા ભેગા, બે વાર.

૬ઠી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૭મી લાઈન—૨ ખુટા ભેગા, હવે બાકી રહેલા ૧ ખુટાને ૧ ઉંધો ખુટો ગૂંથો. પછી ઊન તોડી નાખી તે ખુટાની અંદર પરોવી ગાંઠ વાળો. હવે એ જ રીતથી બીજા ૩ કાન ગૂંથી જાઓ. અને ચિત્રમાં બતાવેલ છે તે પ્રમાણે દરેક બુટીને બબે કાન ચોડી જાઓ. પછી કાળી ઊન સોયમાં પરોવી આંખો અને મૂછું કરી જાઓ.

## ૧૧. વાસ્કોટ



આકૃત્તિ ૧૦ મી

માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઇ ૧૮॥ ઇંચ.

છાતીએ પહોળાઇ ૩૬ ઇંચ ગોળ.

સુયા—નંબર ૮ ના જોડી ૧. પીન નંગ ૨. અને બટન નંગ ૨.

ઊન—૬ ઔંસ સલેટીયા રંગની. ઊનની જાડાઇ—૧૫ નંબરના લોખંડના સુયાની જાડાઇ જેટલી.

ખુટાનું તાણ—૧ ઇંચના ૭ ખુટા.

### ગૂંથણ

નીચેના પટાથી શરૂ કરો. સલેટીયા ઊન લઇ નંબર ૮ ના સુયા વડે ૨૨૪ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૩જી લાઇનિ—૧૦ ખુટા સાદા, પછી ૧ ખુટો નાખો. (ગૂંથણની વચમાં ખુટો નાખવા માટે એ ખુટાની વચ્ચેની આંટીને જમણા સુયા વડે ડાબા સુયા પર ચડાવો અને તે આંટીને ગૂથો એટલે એક ખુટો નખાયો અથવા વધ્યો.) હવે છેલા ૧૦ ખુટા બાકી રહે ત્યાં સુધી સાદા ખુટા ગૂંથી જાઓ. ફરી ૧ ખુટો નાખો. અને છેલ્લા ૧૦ ખુટા સાદા.

૪થી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ-

૫મી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૬ઠી લાઇનિ—૩જી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

૭મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૮મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૯મી લાઇનિ—૩જી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

૧૦મી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૧૧મી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ. અહીં પટાનું ગૂંથણ પૂરું થયું. હવે નીચે પ્રમાણે દાણાદાર ભાતનું ગૂંથણ શરૂ કરો.

૧૨મી લાઇનિ—૧૦ ખુટા સાદા, ૧ ખુટો નાખો, પછી ૧ સાદો, ૧ ઊંધો, ૧ સાદો, ૧ ઊંધો. એવા રીતે ૧૦ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂંથી જાઓ. ફરી ૧ ખુટો નાખો, અને છેલ્લા ૧૦ ખુટા સાદા ગૂંથો.

૧૩મી લાઇન—૧૦ ખુટા સાદા, પછી ૧ સાદો, ૧ ઊંધો, ૧ સાદો, ૧ ઊંધો, એવી રીતે ૧૦ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂંથી જાઓ. છેલ્લા ૧૦ ખુટા સાદા.

૧૪મી લાઇન—૧૦ ખુટા સાદા, પછી ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે ૧૦ ખુટા બાકી રહે ત્યાંસુધી ગૂંથી જાઓ. છેલ્લા ૧૦ સાદા.

૧૫ મી લાઇન–૧૨મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે દર ૩જી લાઇને ઉપરની રીત મુજબ બન્ને છેડે ૧, ૧ ખુટો વધારવો અને ચાલુ ભાત પ્રમાણે ગૂંથણ કરવું. કુલ ૭૧ લાઇન થયા પછી નીચે પ્રમાણે બટનના કાચ પાડો.

૭૨મી લાઇન–૩ ખુટા સાદા, ૪ ખુટા બાંધો, ૩ ખુટા સાદા, ૯ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથો; ફરી ૪ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ છેલ્લા ૧૦ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ અને છેલ્લા ૧૦ સાદા.

૭૩મી લાઇન–૧૦ ખુટા સાદા, પછીનું ગૂંથણ ૨૩ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી ૪ ખુટા નાખો, ૯ ખુટા ચાલુ ભાત પ્રમાણે, ૩ સાદા, ફરી ૪ ખુટા નાખો, છેલ્લા ૩ સાદા. અહીં કાચ પુરા થયા.

૭૪ મી લાઇન–૧૦ ખુટા સાદા, અને ૨ ખુટા ભેગા, હવે ૧૨ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ, ફરી ૨ ખુટા ભેગા, અને છેલ્લા ૧૦ સાદા,

૭૫મી લાઇન–૧૦ ખુટા સાદા, વચ્ચેનું ગૂંથણ છેલ્લા ૧૦ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ, છેલ્લા ૧૦ ખુટા સાદા.

૭૬ મી લાઇન–૭૪મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૭૭ મી લાઇન–૭૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૭૮ મી લાઇન–૭૪મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૭૯ મી લાઇન–૭૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૮૦ મી લાઇન–૭૪મી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

૮૧ મી લાઇનિ–૭૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૮૨ મી લાઇનિ–૭૪મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૮૩ મી લાઇન–૭૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૮૪ મી લાઇન–૭૪મી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે આંના નિચેના પટા શરૂ કરો.

૮૫મી લાઇન–૧૦ ખુટા સાદા. ૩૮ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી ૪૦ ખુટા સાદા. ફરી ૮૬ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. ફરી ૪૦ સાદા, પછી ૩૮ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૧૦ સાદા.

૮૬મી લાઇન–૧૦ સાદા, ૨ ખુટા ભેગા, ૩૬ ચાલુ ભાત પ્રમાણે, ૪૦ સાદા, ૮૬ ખુટા ચાલુ ભાત પ્રમાણે, ૪૦ સાદા; ૩૬ ચાલુ ભાત પ્રમાણે, ૨ ખુટા ભેગા, અને છેલ્લા ૧૦ સાદા.

હવે એક લાઇન ૮૫મી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૮૬મી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં બીજી ૫ લાઇનિ ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે આંની ગોળાઇ ઉતારો.

૯૨મી લાઇનિ–૧૦ ખુટા સાદા, ૨ ખુટા ભેગા, ૩૩ ખુટા ચાલુ ભાત પ્રમાણે, ૬ ખુટા સાદા, ૨૮ ખુટા બાંધો, ૬ ખુટા સાદા, ૮૬ ખુટા ચાલુ ભાત પ્રમાણે, ૬ ખુટા સાદા, ૨૮ ખુટા બાંધો, ૬ ખુટા સાદા, ૩૩ ખુટા ચાલુ ભાત પ્રમાણે, ૨ ખુટા ભેગા, અને છેલ્લા ૧૦ ખુટા સાદા.

૯૩મી લાઇન—૧૦ ખુટા સાદા, ૩૪ ખુટા ચાલુ ભાત પ્રમાણે, છેલ્લા ૬ ખુટા સાદા, હવે ગૂંથણના ત્રણ ભાગ પડયા. વચ્ચેના ભાગના

ખુટા એક પીન પર અને બાકી રહેલા છેલ્લા ખુટાઓને બીજી પીન પર ઉતારી નાખી સુયા પરના ખુટાઓને ગૂંથો એટલે આગળને એક બાજુને ભાગ ગૂંથાશે.

૯૪મી લાઇન—૬ ખુટા સાદા, ૩૨ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી ૨ ખુટા ભેગા, અને છેલ્લા ૧૦ સાદા.

૯૫મી લાઇન—૧૦ સાદા, પછી ૩૩ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથો અને છેલ્લા ૬ ખુટા સાદા.

હવે એક લાઇન ૯૪મી લાઇન પ્રમાણે અને બીજી ૯૫ મી લાઇન પ્રમાણે વારાફરતી ગૂંથતાં ગૂંથતાં કુલ ૧૪૮ લાઇન સુધી ગૂંથી ખુટા બાંધો. એટલે પટાની નીચેથી ખભા સુધી કુલ લંબાઇ ૧૮॥ ઇંચ થશે. પછી ઊન તોડી નાખો બીજી બાજુના આગળના ભાગના ખુટા પીન પર છે તેના પહેલા ખુટાની અંદર ઊન પરોવો અને ગાંઠ વાળો. પછી પહેલા ભાગની માફક અને એ જ રીતથી ગૂંથી જાઓ. પણ ખુટા ગળાની બાજુથી ઘટાડવા જોઇએ તે ખાસ ધ્યાન રાખવું. હવે પીડનો બાકીનો ભાગ નીચે પ્રમાણે ગૂંથો.

૯૪મી લાઇન—પહેલાં ઊન જોડો પછી ૬ ખુટા સાદા, અને બાકી ૬ ખુટા રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૬ ખુટા સાદા.

હવે ૯૪મી લાઇનિ પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૧૩૭મી લાઇન સુધી ગૂંથી જાઓ. પછી ગળાનો ઉપરનો પટો નીચે પ્રમાણે ગૂથો.

૧૩૮મી લાઇન—૬ સાદા, પછી ૧૧ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથો. પછી ૬૪ સાદા, ફરી ૧૧ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂથો. અને છેલ્લા ૬ સાદા.

હવે ૧૩૮ મી લાઈન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં બીજી ૧૦ લાઇન ગૂંથી ખુટા બાંધો.

## સાંધા જોડો

ગૂંથણ અવળું રાખો ખભા ઉપરના સાંધા જોડો અને ચિત્રમાં બતાવ્યા પ્રમાણે બટન ચોડો. પછી તેજ રંગની ઊન લઇ સોય વડે કાચ ઓટી જાઓ.

## ૧૨. લાંબી બાંનું સ્વેટર

માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઇ ૧૯ ઇંચ. છાતીએ પહોળાઇ ૩૭ ઇંચ ગોળ. બાંની લંબાઇ ૧૯॥ ઇંચ.

સુયા—નંબર ૮ ની જોડી ૧. નંબર ૧૨ ની જોડી ૧. પીન નંગ ૧.

ઊન—સફેદ ઔંસ ૦॥. પચરંગી ઔંસ ૬.

ઊનની જાડાઇ— ૧૭ નંબરના સુયાની જાડાઇ જેટલી.

ખુટાનું તાણ—૧ ઇંચના ૭ ખુટા.

(આ સ્વેટરનું ગળું મુખપૃષ્ઠ પરની આકૃતિ જેવું છે)

### આગળનો ભાગ

ગૂંથણ નીચેની ધારથી શરૂ કરો. પચરંગી ઊન લઇ નંબર ૮ના સુયા વડે ૧૩૦ ખુટા નાખો. પછી નંબર ૧૨નો સુયો લઇ નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ. પછી નંબર ૮નો સુયો ખાલી થયો તેને એક બાજુ મૂકી નંબર ૧૨ના સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૨જી લાઇન—૧ ખુ૦ લ૦ પછી ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. હવે ૨જી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતા ૩ ઇંચ પહોળાઇ સુધી ગૂંથી જાઓ.

એટલે પટાનું ગૂંથણ પુરૂં થયું. પછી રંગીત ઊન તોડી નાખી સફેદ ઊન જોડો અને નંબર ૧૨નો સુયો ખાલી થયો તેને એક બાજુએ મુકી નંબર ૮ના સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—૧ ખુ૦ લ૦ બાકીનું ગૂંથણ સાદા ખુટાનું ગૂંથી જાઓ અને નંબર ૧૨નો સુયો ખાલી થયો તેને એક બાજુ મૂકી નંબર ૮ના સુયા વડે ગૂંથો.

૨જી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૩જી લાઇન—૧ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ ઉંધા ખુટાનું ગૂંથી જાઓ.

૪થી લાઇન—૧ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ સાદા ખુટાનું ગૂંથી જાઓ. પછી સફેદ ઊન તોડી નાખો પચરંગી ઊન જોડો.

પમી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૬ઠી લાઇન— ૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે એક લાઇન ૪થી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૩જી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં કુલ ગૂંથણ પટાની નીચેથી ૧૨ ઇંચ સુધી ગૂંથી જાઓ. પણ છેલ્લી લાઇન ઉંધા ખુટાની હોવી જોઈએ. પછી નીચે પ્રમાણે ખભા અને ગળાની ગોળાઈ ઉતારો.

૧લી લાઇન—૧૨ ખુંટા બાંધો, બાકીનું ગૂંથણ સાદા ખુટાનું ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧૨ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ઉંધા ખુટાનું ગૂંથી જાઓ. અહીંથી ગળાની ગોળાઇ ઉતરશે.

૩જી લાઇન—૨ ખુટા ભેગા, ૪૯ સાદા ખુટા ગૂંથો પછી ૨ ખુટા ભેગા, હવે બાકી રહેલા ખુટાઓને એક પીન પર ઉતારી નાખી સુયા પરના ખુટાને નીચે પ્રમાણે ગૂંથો.

૪થી લાઇન—ગૂં૦ ફે૦, અને ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૫મી લાઈન—૨ ખુટા ભેગા, વચ્ચેનું ગૂંથણ સાદા ખુટાનું ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૬ઠી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૭મી લાઇન—૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૮મી લાઇન—૪થી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

૯ મી લાઇન—૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૦ મી લાઇન—૪થી લ.ઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૧ મી લાઇન—૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૨ મી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૩મી લાઇનિ—૫મી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

૧૪મી લાઈન—૪થી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૫મી લાઇનિ—૫મી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

૧૬મી લાઇનિ—૪થી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

૧૭મી લાઇનિ—૫મી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ. અહીં ખભાની ગોળાઈ પુરી થઈ.

૧૮મી લાઇનિ—૪થી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

૧૯મી લાઇનિ—ઉંધા ખુટાની ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

હવે એક લાઇનિ ૪થી લાઇનિ પ્રમાણે અને બીજી લાઇનિ ૧૯મી લાઇનિ પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં ૨૨ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂથી જાઓ. પછી બાકી રહેલા ૨૨ ખુટાને ચાલુ ભાત પ્રમાણે બે ખુટા ભેગા ગૂંથવા નહિ. પણ સીધે સીધું કુલ ૧૯ ઇંચ લંબાઇ થયા પછી ખુટા બાંધો અને ઊન તોડી નાખો એટલે ગળાની એક બાજુનો ભાગ થયો. પછી પીન પર ઉતારેલા ખુટાઓને બીજી

બાજુના પહેલા ખુટાની અંદર ઊન પરોવી ગાંઠવાળો, અને ઉપર બતાવ્યા પ્રમાણે ગળાની બીજી બાજુના ભાગને ગૂંથી જાઓ.

## પીઠ

આગળના ભાગ પ્રમાણે નીચેના પટાથી શરૂ કરી તેજ રીત પ્રમાણે પીઠનો ભાગ ગૂંથી જાઓ. ગોળાઈ તે પ્રમાણે જ ઉતારવી, ફક્ત ગળું ઉતારવું નહિ. એ ખભાની વચેનો ભાગ આખો રહેશે. ગૂંથણ ૧૯ ઇંચ થયા પછી ખુટા બાંધો.

## બાંયું

ગૂંથણ નીચેની ધારથી શરૂ કરો. પચરંગી ઊન લઈ નંબર ૮ના સુયા વડે ૬૨ ખુટા નાખો. પછી નબર ૧૨નો સુયો લઈ નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ. હવે નંબર ૮નો સુયો ખાલી થયો તેને એક બાજુ મુકો અને નંબર ૧૨ના સુયા વડે ગૂંથો.

૨જી લાઇન—૧ ખુ૦ લ૦ પછી ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨જી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૩ ઇંચ પહોળો નીચેનો પટો ગૂંથી જાઓ. પછી પચરંગી ઊન તોડી નાખી સફેદ ઊન જોડો અને નંબર ૧૨ નો સુયો ખાલી થયો તેને એક બાજુએ મૂકી નંબર ૮ ના સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૩જી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૪થી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ. પછી સફેદ ઊન તોડી નાખી પચરંગી ઊન જોડો.

૫મી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૬ઠી લાઈન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૭મી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૮મી લાઈન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૯મી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૧૦મી લાઈન—૧ ખુટો નાખો, વચ્ચેનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો નાખો.

હવે એક લાઈન સાદા ખુટાની અને બીજી લાઈન ઉંધા ખુટાની ગૂંથતાં ગૂંથતાં ૭ લાઈન ગૂંથી જાઓ. ફરી ૮મી લાઈન ૧૦મી લાઈન પ્રમાણે ગૂંથો એટલે બન્ને બાજુએ ૧, ૧, ખુટા વધશે. ફરી ૭ લાઈન ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ અને ૮મી લાઈન ૧૦મી લાઈન પ્રમાણે. એવી રીતે ગૂંથતાં ગૂંથતાં કુલ ૯૨ ખુટા થાય ત્યાં સુધી દર ૮મી લાઈને વધારો. પછી ખુટા વધારવા નહિ અને ચાલુ ભાત પ્રમાણે કુલ ગૂંથણ ૧૯ ઇંચ થયા પછી નીચે પ્રમાણે બાંયુનો ઘાટ ઉતારો.

૧લી લાઈન—૨ ખુટા ભેગા, વચ્ચેનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ, છેલ્લા ૨ ખુટા ભેગા.

૨જી લાઈન—૧લી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ. હવે ૧લી લાઈન પ્રમાણે બે બે ખુટા ભેગા ગૂંથતાં ગૂંથતાં છેવટ ૩૨ ખુટા બાકી રહે ત્યાં સુધી ઘટાડો અને ખુટા બાંધો. પછી બીજી બાંય એજ રીત પ્રમાણે ગૂંથી જાઓ.

## ગળાની પટી

ગૂંથણ નીચેથી શરૂ કરો. સફેદ ઊન લઇ નંબર ૧૨ ના સુયા વડે ૧૦ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧ ખુ૦ લ૦, પછી ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨જી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૨૨ ઇંચ સુધી ગૂંથી ખુટા બાંધો. અને એક હાથ લાંબી ઊન રાખી તોડી નાખો. પછી બાકી રહેલા છેલ્લા ખુટાની અંદર પરોવી બહાર કાઢો.

## સાંધા જોડો

પહેલા કોઠાના પડખાંનાં સાંધા અને ખભા ઉપરના સાંધા જોડો. અને ગૂંથણ અવળું રાખી બાંયુંના ઉભા સાંધા જોડો. પછી એક પછી એક બાંય કોઠા પર ચોડે, અને ગળાની પટી ચોડી દીયો. પછી સ્વેટર સવળું કરો.

## ૧૩. ૭ વરસનાં છોકરાંનું સ્વેટર



આકૃતિ ૧૨ મી

માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઈ ૧૩ ઇંચ. છાતીએ પહોળાઈ ૨૪ ઇંચ ગોળ.

સુયા—નંબર ૮ ના જોડી ૧. નંબર ૧૦ ના જોડી ૧. પીન નંગ ૧.

ઊન—કથાઈ ઔંસ ૨. અને સફેદ ઔંસ ૧.

ઊનની જાડાઈ—૧૬ નંબરના લોખંડના સુયાની જાડાઈ જેટલી.

ખુટાનું તાણ—૧ ઇંચના ૭ ખુટા.

### આગળનો ભાગ

ગૂંથણ નીચેની ધારથી શરૂ કરો. સફેદ ઊન લઈ નંબર ૮ ના સુયા વડે ૭૯ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઈન—૧ સાદો, ૧ ઊંધો, ૧ સાદો, ૧ ઊંધો, એવી રીતે આખી લાઈન ગૂંથી જાઓ.

૩જી લાઈન—૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે આખી લાઈન ગૂંથી જાઓ.

હવે એક લાઈન ૨જી લાઈન પ્રમાણે અને બીજી લાઈન ૩જી લાઈન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં ૨ ઇંચ સુધી ગૂંથી જાઓ એટલે પટાનું ગૂંથણ પૂરૂં થયું. પછી સફેદ ઊન તોડી નાખી કથાઈ ઊન જોડો અને નંબર ૧૦ નો સુયો ખાલી થયો તેને એક બાજુ મૂકી નંબર ૮ ના સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઈન—૧ ખુટો સાદો, * ૭ ઉંધા, ૭ સાદા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લો ૧ ખુટો સાદો

૨જી લાઇન—૮ સાદા, * ૭ ઉંધા, ૭ સાદા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લા ૮ સાદા.

૩જી લાઈન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪થી લાઈન—૨જી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ

૫મી લાઈન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૬ઠી લાઈન—૨જી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

૭મી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૮મી લાઈન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. અહીં એક ડબી પુરી થઇ પછી નીચે પ્રમાણે બીજી ડબી શરૂ કરો.

૯મી લાઇન—૮ ખુટા સાદા, * ૭ ઉંધા, ૭ સાદા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લા ૮ ખુટા સાદા.

૧૦મી લાઈન—૧ ખુટો સાદો * ૭ ઉંધા, ૭ સાદા, ફરી* આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લો ૧ ખુટો સાદો.

૧૧મી લાઈન—૯મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૨મી લાઇન—૧૦મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૩મી લાઈન—૯મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૪મી લાઇન—૧૦મી લાઇન પ્રમાણે ગૂથી જાઓ.

૧૫મી લાઇન—૯મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૬મી લાઇન—૧૦મી લાઇન પ્રમાણે ગુંથી જાઓ. અહીં બીજી ડબી પુરી થઇ. હવે ૧લી અને ૨જી ડબી વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં નીચેના પટાથી કુલ ૮ ઇંચ સુધી ગૂંથી નીચે પ્રમાણે ખભાની ગોળાઈ ઉતારો.

## ખભા અને ગળાની ગોળાઇ

૧લી લાઈન—૬ ખુટા બાંધો, પછી ચાલુ ભાત પ્રમાણે ૩૪ ખુટા ગૂંથી જાઓ. અને બાકી રહેલા ખુટાઓને એક પીન પર ઉતારી નાખો અને સુયા પરના ખુટાને નીચે પ્રમાણે ગૂથો. એટલે ગળાનો એક બાજુનો ભાગ થશે.

૨જી લાઇન—૨ ખુટા ભેગા, બાકીનું ગૂંથણુ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૩જી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૪થી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

પમી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૬ઠી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૭મી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૮મી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૯મી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૦મી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૧મી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૨મી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. અહીં ખભાની ગોળાઈ પુરી થઇ.

૧૩મી લાઈન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૪મી લાઇન—૨ ખુટા ભેગા, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે છેડા સુધી ગૂંથી જાઓ.

હવે એક લાઇન ૩જી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૧૪મી લાઇન પ્રમાણે વારાફરતી ગૂંથતાં ગૂથતાં ૧૧ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂંથી જાઓ. પછી બાકી રહેલા ૧૧ ખુટાને ઘટાડયા વગર ગૂંથો. કુલ લંબાઈ ૧૩ ઇંચ થયા પછી ખુટા બાંધો અને ઊન તોડી નાખો. હવે ગળાની બીજી બાજુનો ભાગ ગૂંથો. રંગીત ઊન લઈ છેડાના પહેલા ખુટાની અંદર ઊન પરોવી ગાંઠ વાળો પછી પહેલા ભાગની માફક અને એજ રીત પ્રમાણે બીજો ભાગ ગૂંથી જાઓ.

## પીઠ

આગળના ભાગ પ્રમાણે નીચેના પટાથી શરૂ કરી તેજ રીત પ્રમાણે પીઠનો ભાગ ગૂંથી જાઓ. ખભા તે પ્રમાણે જ ઉતારવા પણ ફક્ત ગળું ઉતારવું નહિ. એ ખભાની વચ્ચેનો ભાગ આખો રહેશે. ગૂંથણ પૂરૂં થાય એટલે ખુટા બાંધો. પછી આગળના અને પાછળના ભાગને સાથે અવળા રાખી ખભા ઉપરના અને પડખાના નીચેના બન્ને બાજુના સાંધા જોડો.

## ખભાની અને ગળાની પટીઓ

ગૂંથણ એક છેડાની ધારથી શરૂ કરો. સફેદ ઊન લઈ નંબર ૧૦ના સુયા વડે ૮ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૧લી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૧૨ ઇંચ સુધી ગૂંથી ખુટા બાંધો. એટલે ખભાની એક બાજુની પટી થઈ. પછી એજ પ્રમાણે બીજી બાજુની પટી બનાવો. હવે ગળાની પટી ખભાની પટીની માફક ૧૬ ઇંચ લાંબી ગૂંથી ખુટા બાંધો. અને એક હાથ લાંબી ઊન રાખી દોરો તોડી નાખો. પછી તે દોરાને સોયમાં પરોવી, ગૂંથણું અવળું રાખી ગળાની પટીને સાંધો, પછી ખભાની પટીઓ સાંધી જાઓ.

## ૧૪. આઠ વરસનાં છોકરાંનું સ્વેટર



આકૃતિ ૧૨ મી

માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઈ ૧૪ાા ઇંચ. છાતીએ પહોળાઈ ૨૦ ઇંચ ગોળ.

સુયા—નંબર ૧૬ના જોડી ૧. નંબર ૧૭ ના જોડી ૧. પીન નંગ ૧.

ઊન—સફેદ ઔંસ ૦ાા. ચોકલેટીઓ ઔંસ ૪.

ઊનની જાડાઈ—લોખંડના ૧૭ નંબરના સુયાની જાડાઈ જેટલી.

ખુટાનું તાણ—૧ઇંચના ૧૦ ખુટા.

### ગૂંથણ

આગળના ભાગના નીચેના પટાની નીચેની ધારથી ગૂંથણ શરૂ કરો. રંગીત ઊન લઇ નંબર ૧૬ના સુયા વડે ૧૦૦ ખુટા નાખો. પછી નંબર ૧૭નો સુયો લઇ નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ. અને નંબર ૧૬નો સુયો ખાલી થયો તેને એક બાજુ મૂકી નંબર ૧૭ના સુયા વડે ગૂંથો.

૨જી લાઇન—૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઈન—૨જી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨જી લાઈન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૧।। ઇંચ પહોળાઈનો પટો ગૂંથી જાઓ. એટલે પટાનું ગૂંથણ પૂરૂં થયું. પછી રંગીત ઊન તોડી નાખી સફેદ ઊન જોડો.

૧લી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઈન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૩જી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ

૪થી લાઈન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ. પછી સફેદ ઊન તોડી નાખી રંગીત ઉન જોડો અને નંબર ૧૬ના સુયા વડે નીચે પ્રમાણે ગૂથો

૫મી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ. હવે નંબર ૧૭નો સુયો ખાલી થયો તેને એક બાજુ મૂકી નંબર ૧૬ના સુયા વડે નીચે પ્રમાણે ભાત શરૂ કરો.

૬ઠી લાઈન—૧ ઉંધો, * ૭ ઉંધા, ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો ૧ સાદો, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લો ૧ ખુટો ઉંધો.

૭મી લાઈન—૧ સાદો, * ૭ સાદા, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂથી જાઓ. છેલ્લો ૧ ખુટો સાદો.

૮મી લાઈન—૬ઠી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

૯મી લાઈન—૭મી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે એક લાઈન ૬ઠી લાઈન પ્રમાણે અને બીજી લાઈન ૭મી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં પટાની નીચેની ધારથી કુલ લંબાઈ ૮ ઇંચ થયા પછી નીચે પ્રમાણે ખભાની ગોળાઈ ઉતારો.

૧લી લાઈન—૧ ખુ૦ લ૦, પછી ૧ સાદો, ૧ ઉંધો, કુલ ૩ વાર, ૨ ખુટા ભેગા, બાકીનું ગૂંથણુ ૯ ખુટા બાકી રહે ત્યાં

સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. ફરી ૨ ખુટા ભેગા, પછી ૧ સાદો, ૧ ઉંધો, કુલ ૩ વાર, છેલ્લો ૧ સાદો.

૨જી લાઈન—૧લી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

૩જી લાઈન—૧લી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ. હવે ૧લી લાઈન પ્રમાણે બીજી ૭ લાઈન ગૂંથી જાઓ. એટલે ખભાની ગોળાઈ પૂરી થઈ. હવે નીચે પ્રમાણે ગળાની ગોળાઈ ઉતારો.

૧૧મી લાઈન—૧ ખુ૦ લ૦, પછી ૧ સાદો, ૧ ઉંધો, કુલ ૩ વાર. ૩૮ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી બાકી રહેલા ખુટાઓને એક પીન પર ઉતારી નાખી ગળાના એક બાજુના ભાગને નીચે પ્રમાણે ગૂંથો.

૧૨મી લાઈન—ગૂં૦ ફે૦, ૨ ખુટા ભેગા, પછી ૭ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી ૧ સાદો, ૧ ઉંધો, કુલ ૩ વાર, છેલ્લો ૧ ખુટો ઉંધો.

૧૩મી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૧૪મી લાઈન—૧૨મી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે એક લાઈન ૧૩મી લાઈન પ્રમાણે અને બીજી ૧૨મી લાઈન પ્રમાણે વારા ફરતી ગૂંથતા ગૂંથતા સુયા પર ૧૪ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂંથી જાઓ. પછી બાકી રહેલા ૧૪ ખુટાને ઘટાડ્યા વગર ગૂંથો. કુલ લંબાઇ ૧૪॥ ઈંચ થયા પછી ખુટા પીન પર ઉતારો અને ઊન તોડી નાખી પહેલા ભાગની માફક અને એજ રીત પ્રમાણે પીન પર ઉતારી નાખેલા ખુટાઓને ગૂંથો પણ ખુટા ગળાની બાજુ ઘટાડવા જોઇએ તે ખાસ ધ્યાન રાખવું. બીજો ભાગ ગૂંથી રહ્યા પછી ખુટા સુયા પર જ રહેવા દો અને નીચે પ્રમાણે પીઠનો ભાગ ગૂંથવો ચાલુ રાખો. જેથી આગળનો અને પાછળનો ભાગ સળંગ ગૂંથાશે અને ખભા પર સાંધા આવશે નહિ.

આગળના ભાગના ૧૪ ખુટા સુયા પર છે તેની સાથે તેજ ઊન વડે ૪૦ ખુટા નાખો. પછી બીજી પીન પર ઉતારેલા બીજી બાજુના આગળના ભાગના ખુટાને તે ઊન વડે ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. એટલે આગળનો અને પાછળનો ભાગ સળંગ થયો. પછી પાા ઇંચ સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. અને નીચે પ્રમાણે ગોળાઇ વધારો.

૧લી લાઇન—૭ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથો. પછી ૧ ખુટો નાખો. (વારંક્રટમાં આપેલી રીત મુજબ). હવે ૭ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. ફરી ૧ ખુટો નાખો, અને બાકી રહેલા ૭ ખુટાને ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૧લી લાઇન પ્રમાણે બીજી ૮ લાઇન ગૂંથી જાઓ. એટલે ખભા પુરા થયા. પછી ખુટા વધાર્યા વગર આગળના ભાગની માફક ગૂંથણ ચાલુ રાખો. જ્યારે આગળના ભાગની સફેદ લીટી સુધી ગૂંથણ પહોંચે એટલે નંબર ૧૭ના સુયા વડે ૪ લાઇન સફેદ ઊનની ગૂંથો અને પછી સફેદ ઊન તોડી નાખી રંગીત ઊન જોડો અને ૧ાા ઇંચનો પટો આગળના ભાગની માફક ૨ સાદા, ૨ ઉંધાનો ગૂંથીને ખુટા બાંધો. પછી બાજુના પડખાંના સાંધા જોડો.

## ગળાની પટી

ગૂંથણ નીચેની ધારથી શરૂ કરો. સફેદ ઊન લઇ નંબર ૧૭ના સુયા વડે ૧૨ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂથો.

૧લી લાઇન—૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧ ખુ૰ લ૰, પછી ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે આખી લાઇન ગૂથી જાઓ.

હવે એક લાઇનિ ૧લી લાઇનિ પ્રમાણે અને બીજી લાઇન ૨જી લાઇનિ પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં ૧૮ ઇંચ લાંબી પટી ગૂંથી ખુટા બાંધો. પછી દોઢ હાથ લાંબી ઊન રાખી તોડી નાખો અને બાકી રહેલા છેલ્લા ખુટાની અંદર પરોવી બહાર કાઢો. એટલે ગૂથણ ઉખરી જશે નહિ.

પટીને છેડે એક હાથ લાંબો દોરો છે તેને સોયમાં પરોવો અને સ્વેટરનું ગૂંથણ અવળું રાખી ગળાની આગળના ભાગની વચેની અણીથી પટીને ચોડવી શરૂ કરો. ચોડતી વખતે પટી જોઇએ તેટલી તાણવી કે જેથી છેડે આવતાં લાંબી ટુંકી રહે નહિ. પછી બન્ને નીચેના છેડા ભેગા થાય ત્યાં ત્રાંસા સીવો જેથી ખૂણો દેખાવમાં તીખો થશે, પછી છેડાને અંદર વાળી સીવી જાઓ.

## ૧૫. મોટું સ્વેટર



આકૃતિ ૨૩મી

માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઈ ૧૮॥ ઈંચ. છાતીએ પહોળાઇ ૩૦ ઈંચ ગોળ.

સુયા—નંબર ૧૫ના જોડા ૧.

ઊન—૭ ઔંસ સફેદ, અને ખુલતો બ્લુ ઔંસ ૨.

ઊનની જાડાઈ—૧૭ નંબરના લોખંડના સુયાની જાડાઈ જેટલી.

ખુટાનું તાણુ—૧ ઇંચના ૮ ખુટા.

### આગળનો ભાગ

ગૂંથણુ નીચેના પટાથી શરૂ કરો. બ્લુ ઊન લઈ નંબર ૧૫ના સુયા વડે ૧૨૨ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧ ખુ૦ લ૦ પછી ૨ સાદા, ૨ ઊંધા, ૨ સાદા, ૨ ઊંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. છેલ્લો ૧ ખુટો સાદો,

૩જી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨જી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૨॥ ઇંચ પહોળાઇનો નીચેનો પટો ગૂંથી જાઓ. એટલે પટાનું ગૂંથણ પૂરું થયું. પછી બ્લુ ઊન તોડી નાખી સફેદ ઊન જોડો અને એક લાઇન ઉંધા ખુટાની ગૂંથી જાઓ. એટલે બહારની બાજુએ ભાતનું ગૂંથણ સાફ દેખાશે. પછી નીચે પ્રમાણે ભાત શરૂ કરો.

૧લી લાઇન—૧ ખુ૦ લ૦, * ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, ૬ સાદા, ૧ ઉંધો, ૬ સાદા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂથી જાઓ. છેલ્લો ૧ ખુટો સાદો.

૨જી લાઇન—૧ ખુ૦ લ૦, * ૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૬ ઉંધા, ૧ સાદો, ૬ઉંધા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂથી જાઓ. છેલ્લો ૧ ખુટો ઉંધો.

૩જી લાઇન—૧ ખુ૦ લ૦, * ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, ૫ સાદા, ૩ ઉંધા, ૫ સાદા ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂથી જાઓ. છેલ્લો ૧ ખુટો સાદો.

૪થી લાઇન—૧ ખુ૦ લ૦, * ૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૫ ઉંધા ૩ સાદા, ૫ ઉંધા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂથી જાઓ. છેલ્લો ૧ ખુટો ઉંધો.

૫મી લાઇન—૧ ખુ૦ લ૦, * ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, ૪ સાદા, ૫ ઉંધા, ૪ સાદા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લો ૧ ખુટો સાદો.

૬ઠી લાઇન—૧ ખુ૦ લ૦, * ૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૪ ઉંધા, ૫ સાદા, ૪ ઉંધા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લો ૧ ખુટો ઉંધો.

૭મી લાઇન—૧ ખુ૦ લ૦, * ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, ૩ સાદા, ૭ ઉંધા, ૩ સાદા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લો ૧ ખુટો સાદો.

૮મી લાઇન—૧ ખુ૦ લ૦, * ૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૩ ઉંધા ૭ સાદા, ૩ ઉંધા. ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લો ૧ ખુટો ઉંધો.

૯મી લાઇન—૧ ખુ૦ લ૦ * ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૯ ઉંધા, ૨ સાદા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લો ૧ ખુટો સાદો.

૧૦મી લાઇન—૧ ખુ૦ લ૦, * ૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, ૯ સાદા, ૨ ઉંધા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લો ૧ ખુટો ઉંધો.

૧૧મી લાઇન—૧ ખુ૦ લ૦, * ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, ૧ સાદો, ૧૧ ઉંધા, ૧ સાદો. ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લો ૧ ખુટો સાદો.

૧૨મી લાઇન—૧ ખુ૦ લ૦, * ૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા. ૧ ઉંધો, ૧૧ સાદા, ૧ ઉંધો, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લો ૧ ખુટો ઉંધો.

૧૩મી લાઇન—૯મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૪મી લાઇન--૧૦મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૫મી લાઇન—૭મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૬મી લાઇન—૮મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૭મી લાઇન—૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૮મી લાઇન—૬ઠી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૯મી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૨૦મી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથા જાઓ.

૨૧ મી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૨૨મી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથા જાઓ. અહીં એક ડબી પુરી થઇ. ફરી ૩જી લાઇનથી ગુંથણ શરૂ કરો.

હવે ઉપરની ભાત પ્રમાણે ગુંથતાં ગૂંથતાં પટાની નીચેથી કુલ ગુંથણુ ૧૧ ઇંચ થયા પછી નીચે પ્રમાણે હાથની ગોળાઇ અને ગળાની ગોળાઇ ઉતારો.

૧લી લાઇન—૬ ખુટા બાંધો, પછી ૫૫ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથા જાઓ. અને બાકી રહેલા ખુટાઓને એક પીન પર ઉતારી નાખો. પછી સુયા પરના ખુટાઓને નીચે પ્રમાણે ગૂંથો એટલે ગળાનો એક બાજુનો ભાગ ગુંથાશે.

૨જી લાઇન—૨ ખુટા ભેગા. વચ્ચેનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથા જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૩જી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથા જાઓ.

૪થી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથા જાઓ.

૫મી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથા જાઓ.

૬ઠી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથા જાઓ.

૭મી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

અહીં હાથની ગોળાઇ પુરી થઇ. હવે નીચે પ્રમાણે ગળાની ગોળાઇ ઉતારવી ચાલુ રાખો.

૮મી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પણ બે ખુટા ભેગા ગૂંથવા નહિ.

૯મી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથા જાઓ. છેલ્લા બે ખુટા ભેગા.

૧૦મી લાઇન—૮મી લાઇન પ્રમાણે ગૂથી જાઓ.

૧૧મી લાઇન—૯મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે એક લાઇન ૮ મી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૯ મી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં છેવટ ૨૨ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂથો. પછી બે ખુટા ભેગા ગૂંથવા નહિ પણ સીધે સીધું ઘટાડયા વગર ચાલુ ભાત પ્રમાણે ૧૮॥ ઇચ સુધી ગુંથી ખુટા બાંધો. પછી ઊન તોડી નાખો.

હવે હાથની બીજી બાજુએથી ઊન જોડો અને ગળાની બીજી બાજુના ભાગને ઉપર મુજબ રીત પ્રમાણે ગૂંથી જાઓ. પણ ગળા બાજુના ખુટા ગળાની બાજુ ઘટાડવા અને હાથની બાજુના ખુટા હાથની બાજુએ ઘટાડવા. અવળા સવળા ન થઈ જાય તે ખાસ ધ્યાન રાખવું.

## પીઠ

આગળના ભાગ પ્રમાણે નીચેના પટાથી શરૂ કરી તેજ રીત પ્રમાણે પીઠનો ભાગ ગૂંથી જાઓ. ખભા તે પ્રમાણે જ ઊતારવા પણ ફક્ત ગળું ઉતારવું નહિ. બે ખભાની વચેનો ભાગ આખો રહેશે. ગૂંથણુ પુરૂં થાય એટલે ખુટા બાંધો. પછી આગળ ના અને પાછળના ભાગને સાથે અવળા રાખી ખભા ઉપરના અને પડખાના નીચેના બન્ને બાજુના સાંધા જોડો.

## પટીઓ.

બ્લુ ઊન લઇ નંબર ૧૫ના સુયા વડે ૧૨ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગુંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧ ખુ૦ લ૦, પછી ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨જી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૧૬॥ ઇંચ લાંબી પટી ગૂંથી જાઓ. પછી ખુટા બાંધો એટલે એક બાજુની પટી તૈયાર થઈ. હવે એજ પ્રમાણે બીજી બાજુની પટી ગૂંથી જાઓ.

પછી બાજુની પટીની માફક અને એજ રીત પ્રમાણે ૧૮ ઇંચ લાંબી પટી ગૂંથી ખુટા બાધો, એટલે ગળાની પટી તયાર થઇ. પછી બ્લુ રંગની ઊન સોયમાં પરોવો અને ગળાની વચ્ચેની અણીથી પટીને સાંધવી શરૂ કરો. પટી જોઇએ તેટલી તાણવી કારણ કે છેડે આવતાં લાંબી ટુંકી રહે નહિ. પછી બન્ને નીચેના છેડા ભેગા થાય ત્યાં ત્રાંસા સીવો જેથી ખૂણો દેખાવમાં તીખો થશે. પછી છેડાઓને અંદર વાળી સીવી જાઓ.

# ૧૬. મોટું સ્વેટર



માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઇ ૧૯ ઇંચ. છાતીએ પહોળાઈ ૩૬ ઇંચ ગોળ.

સુયા—નંબર ૮ ના જોડી ૨. નંબર ૧૦ ના જોડી ૧. અને પીન નંગ ૧.

ઊન—૬ ઔંસ સલેટીયાં રંગની.

ઊનની જાડાઈ—૧૫ નંબરના લોખં-

આકૃતિ ૨૪ મી

ડના સુયાની જાડાઈ જેટલી.

ખુટાનું તાણ—૧ ઇંચના ૬॥ ખુટા.

## આગળનો ભાગ

ગૂંથણુ નીચેની ધારથી શરૂ કરો. સલેટીયાં ઊન લઈ નંબર ૮ના સુયા

વડે ૧૬૦ ખુટા નાખો. પછી નંબર ૧૦નો સુયો લઈ નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. હવે નંબર ૮નો સુયો ખાલી થયો તેને ૧ બાજુ મૂકી નંબર ૧૦ ના સુયા વડે ગૂંથો.

૨જી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨જી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૩ ઇંચ પહોળાઇનો પટો ગૂંથી જાઓ. એટલે પટાનું ગૂંથણ પૂરૂં થયું. પછી નંબર ૧૦ નો સુયો ખાલી થયો તેને એક બાજુ મુકી નંબર ૮ ના સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ. હવે જે નંબર ૧૦ ના સુયો ખાલી થયો તેને એક બાજુ મુકી નંબર ૮ ના સુયા વડે ગૂંથો.

૨જી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

હવે એક લાઇન ૧લી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૨જી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં કુલ ૪૦ લાઇન થયા પછી નીચે પ્રમાણે હાથની ગોળાઈ ઉતારો.

૪૧મી લાઇન—૧૨ ખુટા બાંધો, બાકીના બધા સાદા.

૪૨મી લાઇન—૧૨ ખુટા બાંધો, બાકીના બધા ઉંધા.

૪૩મી લાઇન—૧ સાદો, ૧ ખુ૦ લ૦, પછી ૨ સાદા ભેગા, હવે ૪ ખુટા બાકી રહે ત્યાં સુધી સાદા ખુટા ગૂંથી જાઓ. ફરી ૨ ખુટા ભેગા, ૧ ખુ૦ લ૦, પછી ૧ સાદો.

૪૪મી લાઇન—૧ ઉંધો, ૧ ખુ૦ લ૦, પછી ૨ ઉંધા ભેગા, ૪ ખુટા બાકી રહે ત્યાં સુધી ઉંધા ખુટા ગૂંથી જાઓ. પછી ૨ ઉંધા ભેગા, ફરી ૧ ખુ૦, લ૦, છેલ્લો ૧ ઉંધો.

૪૫મી લાઇન—૪૩મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪૬મી લાઇન—૪૪મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪૭મી લાઇન—૪૩મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪૮મી લાઇન—૪૪મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪૯મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૫૦મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

હવે એક લાઇન સાદા ખુટાની અને બીજી લાઇન ઉંધા ખુટાની વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં ૧૦ લાઇન ગૂંથો. એટલે કુલ ૬૦ લાઇન થઈ હવે નીચે પ્રમાણે ગળાની ગોળાઈ ઉતારો.

૬૧મી લાઇન—૩૧ સાદા ખુટા ગૂંથો. પછી ૧૨ ખુટા બાંધો, બાકી ૩૧ ખુટા સાદા.

૬૨મી લાઇન—૨૭ ઉંધા, ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, અને છેલ્લો ૧ ખુટો ઉંધો. હવે બીજા સુયાપરના ખુટાઓને એક પીન પર ઉતારી નાખો અને સુયા પરના ખુટાઓને ગૂંથો એટલે ગળાનો એક બાજુનો ભાગ ગૂંથાશે.

૬૩ મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૬૪ મી લાઇન—૨૬ ખુટા ઉંધા, પછી ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, ૧ ઉંધો.

૬૫ મી લાઇન— સાદા ખુટાની ગૂંથી જાઓ.

૬૬ મી લાઇન—૨૫ ખુટા ઉંધા, પછી ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, ૧ ઉંધો.

૬૭ મી લાઇન —સાદા ખુટાની ગૂંથી જાઓ.

૬૮ મી લાઇન—૨૪ ખુટા ઉંધા, પછી ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, છેલ્લો ૧ ખુટો ઉંધો.

૬૯ મી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૭૦ મી લાઇનિ—૨૩ ખુટા ઉંધા, પછી ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, છેલ્લો ૧ ખુટા ઉંધો.

૭૧મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૭૨મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૭૩ મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૭૪ મી લાઇન—૨૨ ખુટા ઉંધા, પછી ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, છેલ્લો ૧ ઉંધો.

૭૫ મી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૭૬ મી લાઇનિ—ઉંધાં ખુટાની ગૂંથી જાઓ.

૭૭ મી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૭૮ મી લાઇનિ—૨૧ ઉંધા, પછી ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, છેલ્લો ૧ ઊંધો.

૭૯ મી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૮૦ મી લાઇનિ—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૮૧ મી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૮૨ મી લાઇન—૨૦ ઉંધા, પછી ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, છેલ્લો ૧ ઉંધો.

૮૩ મી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૮૪મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૮૫મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૮૬મી લાઇનિ—૧૯ ઉંધા, પછી ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, છેલ્લો ૧ ઉંધો.

૮૭મી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૮૮મી લાઈન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૮૯મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૯૦મી લાઈન—૧૮ ઉંધા, પછી ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, છેલ્લો ૧ ઉંધો.

૯૧મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૯૨મી લાઇનિ—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૯૩મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૯૪મી લાઇન—૧૭ ઉંધા, પછી ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, છેલ્લો ૧ ઉંધો.

૯૫મી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૯૬મી લાઇન— ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૯૭મી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૯૮મી લાઇન—૧૬ ઉંધા, પછી ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, છેલ્લો ૧ ઉંધો.

૯૯મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૧૦૦મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૦૧મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૧૦૨મી લાઇન—૧૫ ઉંધા, પછી ૨ ઉંધા ભેગા, ૧ ખુ૦ લ૦, છેલ્લો ૧ ઉંધો.

૧૦૩મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૧૦૪મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

હવે એક લાઇન સાદા ખુટાની અને ૨જી લાઇન ઉંધા ખુટાની વારા ફરતી ગુંથતાં ગુંથતાં ૧૧ લાઇનિ ગૂંથો જાઓ એટલે કુલ ૧૧૫ લાઇન થશે પછી ખુટા બાંધો. ઊન તોડી નાખો અને બાકી રહેલા છેલ્લા ખુટાની અંદરથી ઊનને પરોવી બહાર કાઢો એટલે ગુંથણ ઉખરી જશે નહિ.

પછી પીન પર ઉતારેલા ૩૧ ખુટાની હાથની બીજી બાજુએથી ઊન જોડો અને ગૂંથણ પહેલા ભાગની ૬૪મી લાઇનિથી શરૂ કરો. પછી એ જ રીત પ્રમાણે બીજી બાજુના ભાગને ગૂંથો જાઓ.

## પીઠ

આગળના ભાગ પ્રમાણે નીચેના પટાથી શરૂ કરી તેજ રીત પ્રમાણે પીઠના ભાગને ગૂંથો જાઓ. ખભા તે પ્રમાણે જ ઉતારવા ફક્ત ગળું ઉતારવું નહિ. એ ખભાની વચેનો ભાગ બાખો રહેશે. ગૂંથણ પૂરૂં થાય એટલે ખુટા બાંધો. પછી આગળના અને પાછળના ભાગને સાથે અવળા રાખી એક બાજુના ખભાને સાંધો. પછી નીચે પ્રમાણે પટીઓ બનાવી સાંધા જોડાય છે.

## પટીઓ

**ગળાની પટી** નીચે પ્રમાણે ગૂંથો. ગૂંથણ અવળું રાખી સલેટીયાં ઊન લઈ નંબર ૧૦ના સુયા વડે ગળાની એક બાજુએથી ૪૬ ખુટા ઉચકો. પછી નીચેના ૧૨ ખુટા ઉંચકો. ફરી બીજી બાજુના ૪૬ ખુટા ઉંચકો. અને પાછળના ૩૮ ખુટા ઉંચકો એટલે કુલ ૧૪૨ ખુટા થયા, હવે તે ખુટાઓને નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવા રીતે આખી લાઇનિ ગૂંથી જાઓ.

૨૭ લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૧લી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં બીજી ૬ લાઇન ગૂંથી ખુટા બાંધો.

**બાંની એક બાજુની પટી.** ગૂંથણુ અવળું રાખી સલેટીયાં ઊન લઇ નંબર ૧૦ના સુયા વડે ૧૨૮ ખુટા ઉંચકો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. હવે ૧લી લાઇન પ્રમાણે બીજી ૭ લાઇન ગૂંથી ખુટા બાંધો. પછી બીજી બાજુના ખભાને સાંધો અને ઉપરની રીત પ્રમાણે બીજી બાજુની પટી ગૂંથી જાઓ. પછી ગૂંથણુ અવળું રાખી બન્ને બાજુના પડખાંના સાંધા જોડો. પછી સ્વેટર સવળું કરો.

## ૧૭. એક વરસનાં બચ્ચાંનું ફ્રાક



આકૃતિ ૪૫મી

માપ—ખભા ઉપરથી નીચેની ધાર સુધી કુલ લંબાઇ ૧૪ ઇંચ. છાતીએ પહોળાઇ ૧૯ ઇંચિ ગોળ. બાંની લંબાઈ ૨॥ ઇંચ.

સુયા—નંબર ૭ના જોડી ૧ અને પીન નંગ ૧

ઊન—૩ ઔંસ દુધીયાં, બટન નંગ ૩, અને રીબન વાર ૧

ઊનની જાડાઈ—લોખંડના ૧૭ નંબરના સુયાની જાડાઈ જેટલી.

ખુટાનું તાણ—૧ ઇંચના ૬॥ ખુટા.

### આગળનો ભાગ

ગૂંથણુ નીચેની ધારથી શરૂ કરો. દુધીયાં ઊન લઈ નંબર ૭ના સુયા વડે ૧૨૨ ખુટા નાખો. અને નંબર ૭નો બીજો સુયો લઈ ૧૪ લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ. એટલે નીચેના પટાનું ગૂંથણુ પૂરૂ થયું. પછી નીચે પ્રમાણે ભાત શરૂ કરો.

૧૫મી લાઇન—૧ સાદો, પછી ૫ સાદા, ૫ ઉંધા ૫ સાદા, ૫, ઉંધા, એવી રીતે આખી લાઇનિ ગૂંથી જાઓ. છેલ્લો એક સાદો.

૧૬મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૭મી લાઇન—૧૫મી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૮મી લાઇનિ—ઉંધા ખુટાની ગૂથી જાઓ.

હવે એક લાઇન ૧૫મી પ્રમાણે અને બીજી લાઇન ૧૬મી પ્રમાણે વારા ફરતી ગૂંથતા ગૂંથતા પટાની નીચેથી કુલ ગૂંથણ ૧૦ ઇંચ થયા પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—૧ સાદો, આખી લાઇન બબ્બે ખુટા ભેગાની ગૂંથી જાઓ. છેલ્લો ૧ સાદો.

૨જી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૩જી લાઈન—૧ સાદો, પછી ઊન આગળ, ૨ સાદા ભેગા, ઊન આગળ, ૨ સાદા ભેગા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. છેલ્લો ૧ સાદો.

૪થી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૫ મી લાઇન—૧ સાદો, પછી ૫ સાદા, ૫ ઊંધા, ૫ સાદા, ૫ ઊંધા એવી રીતે આખી લાઇનિ ગૂંથી જાઓ. છેલ્લો ૧ સાદો.

૬ ઠી લાઇનિ — ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૭ મી લાઇન — ૫ મી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

૮ મી લાઇન — ૬ ઠી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

૯ મી લાઇન — ૫ મી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

૧૦ મી લાઇનિ — ૬ ઠી લાઈન પ્રમાણે ગૂથી જાઓ. હવે નીચે પ્રમાણે હાથની ગોળાઇ ઉતારો.

૧૧ મી લાઇન — ૩ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૧૨ મી લાઇન — ૩ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૧૩ મી લાઇન — ૨ ખુટા ભેગા, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા બે ખુટા ભેગા.

૧૪ મી લાઇન — ઉંધા ખુટાની ગૂંથી જાઓ. હવે એક લાઇન ૧૩ મી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૧૪મી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં છેવટ ૪૬ ખુટા રહે ત્યાં સુધી ગૂંથી જાઓ એટલે હાથની ગોળાઇ પુરી થઇ. * * પછી ઘટાડયા વગર ચાલુ ભાત પ્રમાણે ૬ લાઇન ગૂંથી જાઓ. હવે ગળાની પટી ચાલુ થશે.

૧લી લાઇન—૧ સાદો, ૧૪ ઉંધા, ૧૬ સાદા, ૧૪ ઉંધા, ૧ સાદો.

૨જી લાઇન—૧ સાદો, ૧૪ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથો. પછી ૧૮ સાદા. ફરી ૧૪ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લો ૧ સાદો. હવે ગળાની ગોળાઇ ઉતારો.

૩જી લાઇન—૧ સાદો, ૧૪ ઉંધા, ૨ સાદા, ૧૨ ખુટા બાંધો, ૨ સાદા, ૧૪ ઉંધા, ૧ સાદો.

૪થી લાઇન—૧ ઉંધો, ૧૪ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા સાદા.

હવે બાકી રહેલા ૧૭ ખુટાને પીન પર ઉતારી નાખી સુયા પરના ખુટાને ગૂંથો, એટલે ગળાનો એક બાજુનો ભાગ ગૂંથાશે.

૫મી લાઇન—૨ સાદા, ૨ ખુટા ભેગા, બાકીની આખી લાઇન ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૬ઠી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૭મી લાઇનિ—પાંચમી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

અહીં ગળાની ગોળાઈ પુરી થઈ. હવે ઘટાડયા વગર ચાલુ ભાત પ્રમાણે બીજી ૯ લાઇનિ ગૂંથી ખુટા બાંધો.

હવે બીજી બાજુના ૧૭ ખુટા પીન પર છે તેની બીજી બાજુના છેડાના ખુટામાં ઊન જોડો અને પહેલાં ૬ઠી લાઇનથી શરૂ કરી તે પ્રમાણે બીજા ભાગને ગૂંથી જાઓ.

## પીઠ

આગળના ભાગ પ્રમાણે પીઠના ભાગને આવા * * નિશાન સુધી ગૂંથી જાઓ, પછી હવે બટનની પટીઓ શરૂ થશે.

૧લી લાઇનિ—૧ સાદો, ૫ સાદા, ૫ ઉંધા, ૫ સાદા, ૫ ઉંધા, ૪ સાદા, હવે બાકી રહેલા ખુટાને એક પીન પર ઉતારી નાખી સુયા પરના ખુટાને ગૂંથો એટલે એક બાજુનો ભાગ ગૂંથાશે.

૨જી લાઇનિ—૪ સાદા, બાકીનું ગૂંથણુ ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૩જી લાઇનિ—૧ સાદો, ૫ સાદા, ૫ ઉંધા, ૫ સાદા, ૫ ઉંધા, પછી ૨ ખુટા ભેગા, ઊન આગળ, ૧ સાદો, ઊન આગળ, ૧ સાદો.

૪થી લાઇનિ—૪ સાદા, આખી લાઇનિ ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૫મી લાઇનિ—૧ સાદો, ૫ સાદા, ૫ ઉંધા, ૫ સાદા ૫ ઉંધા, ૪ સાદા.

૬ઠી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૭મી લાઇન—૫મી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

૮મી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૯મી લાઇન—૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૦મી લાઇન—ઊન આગળ, ૧ સાદો, ઊન આગળ, ૧ સાદો, પછી ૨ સાદા ભેગા, બાકીનું ગૂંથણુ ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૧૧મી લાઇન—પમી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૨મી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૩મી લાઇન—પમી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૪મી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧પમી લાઇન—પમી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૬મી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૭મી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૮મી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૯મી લાઇન—સાદા ખુટા ગૂંથતા જાઓ અને ખુટા બાંધતાં જાઓ એટલે એક બાજુનો ભાગ ગૂંથાયો.

હવે પીન પર ઉતારેલા બીજા ભાગના ખુટાને વચ્ચેની બાજુના છેલ્લા ખુટામાં ઊન જોડો અને ચાલુ ભાત પ્રમાણે ૧૮ લાઇનિ ગૂંથી જાઓ. આ ભાગને બીજા ભાગની માફક કાચ પાડવાના નથી. પછી ૧૯મી લાઇને ખુટા બાંધો.

## બાંયું

દુધીયાં ઊન લઇ નંબર ૭ ના સુયા વડે ૧૯ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇનિ—૨ સાદા, પ ઉંધા, પ સાદા, પ ઉંધા, ૨ સાદા, છેલ્લે ૨ ખુટા નાખો.

૨જી લાઇનિ—ઉંધા ખુટાની ગૂંથી જાઓ. છેલ્લે ૨ ખુટા નાખો.

હવે દરેક લાઇનને છેડે બબે ખુટા વધારો અને ચાલુ ભાત પ્રમાણે ગૂંથો. કુલ ૩૯ ખુટા થયા પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧૧મી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૧૨મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

હવે એક લાઇન ૧૧મી લાઈન પ્રમાણે અને બીજી ૧૨મી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂથતાં ગૂંથતાં બીજી ૪ લાઇન ગૂંથી જાઓ.

૧૬મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૧૭મી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૧૮મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૯મી લાઇન—૧ સાદો, પછી ૨ સાદા ભેગા, ૨ સાદા, ૨ સાદા ભેગા, ૨ સાદા, એવી રીતે છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લા ૨ ૨ ખુટા ભેગા. પછી ૪ લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ અને પછી નીચે પ્રમાણે ગૂંથો.

૨૪ મી લાઇન — ૧ સાદો, આખી લાઇન ઉંધા ખુટાની ગૂંથી જાઓ છેલ્લો ૧ સાદો.

હવે ૩ લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ અને ખુટા બાંધો. ખુટા બાંધતી વખતે પિન જરા ઢીલી રાખવી.

બીજી બાંય—ઉપરની રીત પ્રમાણે ગૂંથી જાઓ.

## સાંધા જોડો

પહેલાં ગૂંથણ અવળું રાખી બાજુના પડખાંના સાંધા જોડો અને પછી બાંયું સાંધો. પછી જે ૪ ખુટાની કાચની પટી છે તેને ડબલ વીંધ છે ત્યાં અરધી પટીને અંદર વાળી સીવી જાઓ એટલે બટનના કાચ થશે. પછી બીજી બાજુના ભાગની ધાર પર કાચમાં ફીટ થાય એવી રીતે બટન ચોડી જાઓ અને કમરે નાનાં નાનાં વીંધ છે ત્યાં એક વાર અંદર અને બીજી વાર બહાર એવી રીતે ફરતી રીબન પરોવી જાઓ.

## ૧૮. લાળીયું



આકૃતિ ૨૬મી

માપ—લંબાઈ ૮ાા ઇંચ. પહોળાઇ ૭ ઇંચ.

સુયા—નંબર ૧૦ના જોડી ૧, પીન નંગ ૧,
હુક નંબર ૧૩નો ૧.

ઊન—દુધીયાં ઔંસ ૦ાાા અને સફેદ વાર ૩,

ઊનની જાડાઇ—૧૭ નંબરના લોખંડના
સુયાની જાડાઈ જેટલી.

ખુટાનું તાણ— ૧ ઇંચનાં ૭ ખુટા.

### ગૂંથણ

નીચેની ધારથી શરૂ કરો. દૂધીયાં ઊન લઈ નંબર ૧૦ ના સુયા
વડે ૩૭ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ અને છેલ્લે ૧ ખુટો નાખો.

૨જી લાઈન—૨ ઉંધા, ૧ સાદો, * ૬ ઉંધા, ૧ સાદો, ફરી આવા
* નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧
ખુટો નાખો.

૩જી લાઈન—૨ સાદા, ૧ ઉંધો, * ૨ સાદા, ઊન આગળ,
૨ સાદા ભેગા, ૨ સાદા, ૧ ઉંધો, ફરી આવા * નિશાનથી
શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો નાખો.

૪થી લાઈન—૩ ઉંધા, ૧ સાદો, * ૬ ઉંધા, ૧ સાદો, ફરી આવા
* નિશાનથી શરૂ ક રીછેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો નાખો.

૫મી લાઈન—૧ સાદો, ઊન આગળ, ૨ સાદા ભેગા, * ૧ ઉંધો, ઊન આગળ, ૨ સાદા ભેગા, પછી ૨ સાદા, ઊન આગળ, ૨ સાદા ભેગા. ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો નાખો.

૬ઠી લાઈન—૩ ઉંધા, ૧ સાદો, * ૬ ઉંધા, ૧ સાદો, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો નાખો.

૭મી લાઈન—ઊન આગળ, ૨ સાદા ભેગા, ૨ સાદા, ૧ ઉંધો, * ૨ સાદા, ઊન આગળ, ૨ સાદા ભેગા, ૨ સાદા, ૧ ઉંધો, ફરીઆવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો નાખો.

૮મી લાઈન—૪ ઉંધા, ૧ સાદો, * ૬ ઉંધા, ૧ સાદો, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો નાખો.

૯મી લાઈન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૦મી લાઈન—૫ ઉંધા, * ૧ સાદો, ૬ ઉંધા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો નાખો.

૧૧મી લાઈન—૧ સાદો, ઊન આગળ, ૨ સાદા ભેગા, ૨ સાદા, * ૧ ઉંધો, ૨ સાદા, ઊન આગળ, ૨ સાદા ભેગા, ૨ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો નાખો.

૧૨મી લાઈન—૬ ઉંધા, * ૧ સાદો, ૬ ઉંધા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો નાખો.

૧૩મી લાઈન—ઊન આગળ, ૨ સાદા ભેગા, ૨ સાદા, ઊન આગળ ૨ સાદા ભેગા, * ૧ ઉંધો, ઊન આગળ, ૨ સાદા ભેગા, ૨

સાદા, ઊન આગળ, ૨ સાદા ભેગા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો નાખો.

૧૪મી લાઇન—૧ સાદો, ૬ ઊંધા, ૧ સાદો, ૬ ઊંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો નાખો.

૧૫મી લાઇન—* ૧ ઊંધો, ૨ સાદા, ઊન આગળ, ૨ સાદા ભેગા, ૨ સાદા, ઊન આગળ, ૨ સાદા ભેગા, ફરી આવા* નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. હવે નવા ખુટા નાખવા નહિ. દરેક બાજુએ ૭, ૭ ખુટા વધ્યા. હવે નીચે પ્રમાણે ગૂંથણ ચાલુ રાખો.

૧૬મી લાઇન—૧ સાદો, ૬ ઊંધા, ૧ સાદો. ૬ ઊંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૧૭મી લાઇન—ઊંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૮મી લાઇન—* * ૧ સાદો, ૬ ઊંધા ૧ સાદો, ૬ ઊંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૧૯મી લાઇન—* ૧ ઊંધો, ૨ સાદા, ઊન આગળ, ૨ સાદા ભેગા, ૨ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૨૦મી લાઇન—૧૮મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૨૧મી લાઇન—૧ ઊંધો, * ઊન આગળ, ૨ સાદા ભેગા, ૨ સાદા, ઊન આગળ, ૨ સાદા ભેગા, ૧ ઊંધો, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૨૨મી લાઇન—૧૮મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૨૩મી લાઇન—૧૯મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૨૪મી લાઇન—૧૮મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૨૫મી લાઇન—ઊંધા ખુટાની ગૂંથી જાઓ. અહીં એક ડખી પૂરી થઈ. ફરી આવા * * નિશાનથી શરૂ કરી બીજી બે ડખી ગૂંથી

જાઓ. એટલે કુલ પાંચ ડબી પૂરી થઇ હવે નીચે પ્રમાણે ગળાની ગોળાઇ ઉતારો.

૧લી લાઇન—૧૪ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથો. ૨૧ ખુટા બાંધો અને બાકીના ૧૪ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથો.

૨જી લાઇન—૧૪ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથો. અને બીજી બાજુના ૧૪ ખુટા પીન પર ઉતારી નાખી સુયા પરના ખુટાને ગૂંથો. એટલે ગળાની એક બાજુનો ભાગ ગૂંથાશે.

૩જી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. હવે ચાલુ ભાત પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં કુલ ૭ ડબી થયા પછી નીચે પ્રમાણે બહારની ગોળાઇ ઉતારો.

૧લી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૨જી લાઇન—૨ ખુટા ભેગા, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

હવે એક લાઇન ૧લી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૨જી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં બાકી ૭ ખુટા રહે એટલે ખુટા બાંધો. પછી એક હાથ લાંબી ઊન રાખી દોરો તોડી નાખો. અને બાકી રહેલા છેલ્લા ખુટાની અંદર ઊન પરોવી બહાર કાઢો. પછી આજ રીત પ્રમાણે બીજી બાજુના ભાગને ગૂંથી જાઓ. પણ બહારની બાજુએ ઘટાડીને ખૂણો ગોળ કરવો એ ખાસ ધ્યાન રાખવું.

હવે સફેદ ઊન લઇ નંબર ૧૩ના હુક વડે ચિત્રમાં બતાવ્યા મુજબ બહારની ધાર પર ફરતી બોર્ડર બાંધી જાઓ, અને ઉપર એક હાથ લાંબી ઊન છે તેને બે વાર બેવડી કરી વળ ચડાવી દોરી વણી છેડે ફુમકું બાંધો. એવી રીતે બીજી બાજુએ પણ કરી જાઓ.

## ૧૯. પંદર વરસના છોકરાનું સ્વેટર



આકૃતિ ૨૭મી

માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઇ ૧૫ાા ઈંચ. છાતીએ પહોળાઈ ૨૬ ઈંચ ગોળ.

સુયા—નંબર ૧૦ના જોડી ૧. નંબર ૧૨ના જોડી ૧. પીન નંગ ૧.

ઊન—સફેદ ઔંસ ૨. જામલી ઔંસ ૪ાા

ઊનની જાડાઈ—૧૪નંબરના લોખંડનાં સુયાની જાડાઇ જેટલી

ખુટાનું તાણ— ૧ ઇંચના ૭ાા ખુટા.

### આગળનો ભાગ

ગૂંથણ નીચેની ધારથી શરૂ કરો. સફેદ ઊન લઈ નંબર ૧૦ના સુયા વડે ૯૮ ખુટા નાખો. પછી નંબર ૧૨નો સુયો લઈ નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ. હવે નંબર ૧૦નો સુયો ખાલી થયો તેને એક બાજુએ મુકી નંબર ૧૨ના સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૨જી લાઇન—૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, એવી રીતે આખી લાઇનિ ગૂંથી જાઓ.

૩જી લાઇનિ—૨જી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨જી લાઇનિ પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૨ ઇંચિ સુધી ગૂંથી જાઓ એટલે પટાનું ગૂંથણુ પૂરૂં થયું. પછી સફેદ ઊન તોડી નાખી જામલી ઊન જોડો અને નંબર ૧૦નો સુયો લઇ નીચે પ્રમાણે ભાત શરૂ કરો.

૧લી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ. અને નંબર ૧૨નો સુયો ખાલી થયો તેને એક બાજુએ મુકી નંબર ૧૦નો બીજો સુયો લઇ ગૂંથો.

૨જી લાઇનિ—૩ ઉંધા, ૧ સાદો, * ૬ ઉંધા, ૧ સાદો, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લા ૩ ઉંધા.

૩જી લાઇન—૩ સાદા, ૧ ઉંધો, * ૬ સાદા, ૧ ઉંધો, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લા ૩ સાદા.

૪થી લાઇનિ—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૫મી લાઇનિ—૩ સાદા, ૧ ઉંધો, * હવે ૬ સાદા ખુટા છે તેને સુયા પરથી ઉતારી નાખો અને પછી આગલા ૩ ખુટા પહેલાં ડાબા સુયા પર ચડાવો અને પછી. પાછલા ૩ ખુટા ડાબા સુયા પર ચડાવી દો એટલે કુલ ૬ ખુટા થયા અને વળ પડયો. પછી તે ખુટાઓને ૬ સાદા ખુટા ગૂંથો. પછી ૧ ઉંધો, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લા ૩ સાદા.

૬ઠી લાઇનિ—* * ૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૭મી લાઇનિ—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૮મી લાઇનિ—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૯મી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૦ મી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૧ મી લાઇન—પમી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. અહીં એક ભાત પુરી થઇ. હવે ફરી * * આવા નિશાનથી શરૂ કરી કુલ ૪ વાર વળ થાય પછી નીચે પ્રમાણે ખિસ્સા ઉતારો.

૧લી લાઇન—૩ ઉંધા, ૧ સાદો, ૬ ઉંધા, ૧ સાદો, ૬ ઉંધા હવે * * * ૨૨ ખુટા પીન પર ઉતારી નાખો. એટલે ખિસ્સાનો ઉપરનો ભાગ થયો. હવે ખિસ્સાનો અંદરનો ભાગ ગૂંથવા માટે જામલી ઊન લઈ નંબર ૧૨ના સુયા વડે ખુટા પીન પર ઉતાર્યા છે તેની નીચે અને પટાની ઉપર અંદરના ભાગમાંથી ૨૨ ખુટા ઉંચકો, અને પછી એક લાઇન સાદા ખુટાની અને બીજી ઉંધા ખુટાની ગૂંથતાં ગૂંથતાં ૨૬ લાઇન ગૂંથી જાઓ. પછી સ્વેટરના ગૂંથણની સાથે ૧૨ નંબરના સુયા પરના ૨૨ ખુટાને ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી પાછળના ગૂંથણની ઊન તોડી નાખો. એટલે ખિસ્સાનું ગૂંથણ પૂરું થયું. હવે ૬ ઉંધા, ૧ સાદો, ૬ ઉંધા, ૧ સાદો, ૬ ઉંધા, ફરી બીજો ખિસ્સો ગૂંથવા માટે આવા * * * નિશાનથી શરૂ કરી ખિસ્સાનો ભાગ ગૂંથી જાઓ. પછી ૬ ઉંધા, ૧ સાદો, ૬ ઉંધા, ૧ સાદો, છેલ્લા ૩ ઉંધા.

હવે ખિસ્સા ઉપરની બોર્ડર બાંધો. સફેદ ઊન લઈ પીન પર ઉતારેલા પહેલા ખુટાની અંદર ઊન જોડો. પછી નંબર ૧૨ ના સુયા વડે ૧૦ લાઇન સાદા ખુટાની ગૂંથી ૧૧મી લાઇને સાદા ખુટા ગૂંથતાં જવું અને ખુટા બાંધતાં જવું. પછી ઊન તોડી બીજા ખિસ્સાને ઉપર પ્રમાણે બોર્ડર ગૂંથી જાઓ.

૨જી લાઇન— ઉપરની ૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ચાલુ ભાત પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં પટાની નીચેથી કુલ ગૂંથણ ૯ાા ઇંચ થયા પછી નીચે પ્રમાણે હાથની ગોળાઈ ઉતારો.

૧લી લાઇન—૭ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૩જી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૪થી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૫મી લાઇન—૪થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. હવે ૪થી લાઇન પ્રમાણે બીજી ૪ લાઇન ગૂંથી જાઓ. અહીં હાથની ગોળાઈ પુરી થઈ હવે નીચે પ્રમાણે ગળાની ગોળાઈ ઉતારો.

૧૦મી લાઇન—* + * ચાલુ ભાત પ્રમાણે ૩૬ ખુટા ગૂંથો, પછી ૨ ખુટા ભેગા. હવે બાકી રહેલા ૩૮ ખુટાને એક પીન પર ઉતારી નાખી સુયા પરના ખુટાને ગૂંથો. એટલે ગળાની એક બાજુનો ભાગ થશે.

૧૧મી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૧૨મી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

હવે એક લાઇન ૧૧મી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૧૨મી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૨૪ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂંથો. પછી ઘટાડયા વગર ૨૪ ખુટાને ચાલુ ભાત પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં કુલ ગૂંથણ પટાની નીચેથી ૧૫॥ ઇંચ થયા પછી ખુટા બાંધો એટલે ગળાની એક બાજુનો ભાગ ગૂંથાયો. પછી બીજી બાજુના ભાગને ગૂંથવા માટે હાથની બાજુના પહેલા ખુટાની અંદરથી ઊન જોડો, અને *+* આવા નિશાનથી ગૂંથણ શરૂ કરો. પણ ખુટા પીન પર ઉતારવા નહિ કારણ કે એક બાજુનો ભાગ ગુંથાઈ ગયો છે માટે ઉપરની રીત પ્રમાણે આ ભાગને ગૂંથી ખુટા બાંધો.

## પીઠ

આગળના ભાગની માફક અને એજ પ્રમાણે નીચેની ધારથી શરૂ કરો. પણ ખિસ્સા ગૂંથવા નહિ. હાથની ગોળાઈ તે પ્રમાણે જ ઉતારવી. ફક્ત ગળું ઉતારવું નહિ. બે ખભાની વચ્ચેનો ભાગ આખો રહેશે. ગૂંથણુ ૧૫।। ઇંચ થયા પછી ખુટા બાંધો અને પછી ગૂંથણુ અવળું રાખી ખભા ઉપરના સાંધા જોડો.

## કોલર

સફેદ ઊન લઈ નંબર ૧૦ ના સુયા વડે ૧૦૦ ખુટા નાખો. પછી નંબર ૧૦નો બીજો સુયો લઈ નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

હવે સાદા ખુટા ગૂંથતાં ગૂંથતાં ગૂંથણ ૨ ઇંચ પહોળું થાય ત્યાં સુધી ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—૩૫ ખુટા બાંધો, બાકીનું ગૂંથણુ સાદા ખુટા ગૂંથી જાઓ.

૨ જી લાઇન—૩૫ ખુટા બાંધો, બાકીનું ગૂંથણુ સાદા ખુટા ગૂંથી જાઓ.

૩ જી લાઇન—૨ ખુટા બાંધો, બાકીનું ગૂંથણુ સાદા ખુટા ગૂંથી જાઓ.

૪ થી લાઇન—૩ લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૫ મી લાઇન—૩ જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૬ ઠી લાઇન—૩ જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૭ મી લાઇન—સાદા ખુટા ગૂંથો અને ખુટા બાંધો.

## બાંયુંની પટી

ગૂંથણુ સવળું રાખી હાથની ગોળાઇની ધાર પરથી સફેદ ઊન લઈ

નંબર ૧૨ ના સુયા વડે ૮૫ ખુટા ઉંચકો અને ૧૨ લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ.

૧૩ મી લાઇન—શિન જરા ઢીલી રાખવી અને સાદા ખુટા ગૂંથતાં જાઓ અને ખુટા બાંધતાં જાઓ. હવે એજ રીતથી બીજી બાજુનું બોર્ડર ગૂંથી જાઓ.

## સાંધા જોડો.

પહેલાં સ્વેટરનું ગૂંથણુ સવળું રાખી એક છેડેથી કોલર સાંધવો શરૂ કરો. કોલર જોઇએ તેટલો તાણવો જેથી છેડે આવતાં લાંબો ટુંકો રહે નહિ. કોલર ચોડી રહ્યા પછી ગૂંથણુ અવળું રાખી સ્વેટરના પડખાંના બન્ને બાજુના સાંધા જોડો. અને ખિસ્સાના અંદરના પડખાંને સાંધો. પછી બહાર ખિસ્સાની ઉપરની સફેદ બોર્ડર છે તેને સ્વેટરની સાથે સાંધી જાઓ. હવે એજ પ્રમાણે બીજા ખિસ્સાને સાંધો.

## ૨૦. એક વરસનાં બચ્ચાં માટે મોજાં



માપ—લંબાઇ ૫ ઇંચ, પહોળાઈ પ॥ ઇંચિ ગોળ.

સુયા—નંબર ૧૨ના જોડી ૧ અને પીન નંગ ૨.

ઊન—ખુલતો ગુલાબી ઔંસ ૧॥.

ઊનની જાડાઈ—લોખંડના ૧૪ નંબરના સુયાની જાડાઈ જેટલી.

**આકૃતિ ૨૮ મી** ખુટાનું તાણ—૧ ઇંચના ૭ ખુટા.

### ગૂંથણ

ઉપરની ધારથી શરૂ કરો. ગુલાબી ઊન લઈ નંબર ૧૨ના સુયા વડે ૩૮ ખુટા નાખો. પછી બીજો સુયો લઇ નીચે પ્રમાણે ગૃથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇન—૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩ જી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨ જી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૧॥ ઇંચ સુધી ગૂંથી જાઓ એટલે પટાનુ ગૂંથણ પુરૂં થયું. પછી નીચે પ્રમાણે ભાત શરૂ કરો.

૧લી લાઇન—૨ સાદા, ૩ ઉંધા, ૨ સાદા, ૩ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૨ જી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૩ જી લાઇન—૧ લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪ થી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

હવે એક લાઇન ૧લી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ઊંધા ખુટાની વારાફરતી ગૂંથતાં ગૂંથતાં કુલ ગૂંથણુ પાંચ ઇચ થયા પછી નીચે પ્રમાણે ગૂંથો (છેલ્લી લાઇન ઉંધા ખુટાની હોવી જોઇએ.)

૧લી લાઇન—૧ સાદો, પછી ઊન આગળ, ૨ સાદા ભેગા, ઊન આગળ ૨ સાદા ભેગા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. છેલ્લે ૧ સાદો.

૨ જી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૩જી લાઇન—૧૦ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. હવે ૧૦ ખુટા બાકી રહ્યા તેને એક પીન પર ઊતારી નાખો.

૪થી લાઇન—૧૦ ખુટા બાકી રહે ત્યાં સુધી ઉંધા ખુટા ગૂંથી જાઓ અને બાકી રહેલા ૧૦ ખુટાને એક પીન પર ઉતારી નાખો એટલે બન્ને બાજુ ૧૦, ૧૦ ખુટા રહ્યા. પછી સુયા પરના ખુટાને નીચે પ્રમાણે ગૂંથો એટલે ફણાનો ઉપરનો ભાગ થશે.

હવે એક લાઇન ચાલુ ભાત પ્રમાણે અને બીજી લાઇન ઉંધા ખુટાની વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં ૩ા ઇંચ સુધી ગૂંથી જાઓ પછી નીચે પ્રમાણે ઘાટ ઉતારો.

૧લી લાઇન—૨ ખુટા ભેગા, વચ્ચેનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે. છેલ્લા ૨ ખુટા ભેગા.

૨જી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૩જી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪થી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૫મી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૬ઠી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૭મી લાઈન—૧લી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ. એટલે ૧૦ ખુટા બાકી રહ્યા. પછી નીચે પ્રમાણે તળીયાનો ભાગ ગૂંથો.

૮મી લાઇન—જે પીન પર ઉતારેલા ૧૦ ખુટા છે તે પીન વડે ગૂંથી રહેલા ફણાની બાજુની ધાર પરથી ૧૩ ખુટા ઉંચકો. પછી તે ખુટાઓને સાદા ખુટા ગૂંથી જાઓ.

૯ મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ. અને પછી બીજી બાજુના પીન પર ખુટા છે તેજ બાજુની પડખાની ધાર પરથી ૧૩ ખુટા પીન વડે ઉંચકો. પછી સુયા પરના ગૂંથણુ ની સાથે પીન પરના ખુટાઓને ગૂંથી જાઓ એટલે કુલ ૫૬ ખુટા થયા. હવે તે ૫૬ ખુટાને સાદા ખુટાનું ગૂંથણુ ગૂંથતાં ગૂંથતાં ૧૭ લાઇન ગૂંથી ખુટા બાંધો.

## સાંધા જોડો

મોજાનું ગૂંથણુ અવળું રાખી તેજ રંગની ઊન લઈ સોય વડે બન્ને બાજુનાં પડખાં ભેગા રાખી એક છેડેથી સાંધવું શરૂ કરો. સાંધો પુરો થાય ત્યાં મજબૂત ગાંઠ વાળી દોરો તોડી નાંખો, અને મોજું સવળું કરો. પછી તેજ રંગની ઊન ચોવડી કરી વળ દો અને પહેલાં એક છેડે ફુમકું બાંધો. પછી નાના વીંધ છે ત્યાં દોરાને આગળના ભાગમાંથી એક વાર અંદરથી પરોવો અને બીજી વાર બહારથી પરોવો એવી રીતે બધા વીંધમાં પરોવી જાઓ. પછી બીજે છેડે ફુમકું બાંધો.

હવે એજ રીત પ્રમાણે અને એજ માપનું બીજી બાજુનું મોજું ઉપરની રીત પ્રમાણે ગૂંથી જાઓ.

## ૨૧. એક વરસનાં બચ્ચાંની ટોપી


આકૃતિ ૨૯મી

ઊન—નારંગી ઔંસ ૧.

ઊનની જાડાઈ—૧૭ નંબરના લોખંડના સૂયાની જાડાઇ જેટલી.

સૂયા—નંબર ૧૫ના જોડી ૧.

ખુટાનું તાણ—૧ ઇંચના ૧૨ ખુટા.

### ગૂંથણ

નીચેની ધારથી શરૂ કરો. નારંગી ઊન લઈ નંબર ૧૫ના સૂયા વડે ૧૪૪ ખુટા નાખો. પછી નંબર ૧૫નો બીજો સૂયા લઇ નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ. હવે બીજી ૬ લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ. એટલે નીચેની ધારની પટી પુરી થઈ. હવે નીચે પ્રમાણે ભાત શરૂ કરો.

૮મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૯મી લાઇન—ઊંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૦મી લાઇન—૬ સાદા, પછી ઊન આગળ, ૨ સાદા ભેગા, ૬ સાદા, ઊન આગળ, ૨ સાદા ભેગા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૧૧મી લાઇન— ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૨મી લાઇન—* ૪ સાદા, ઊન આગળ, ૨ સાદા ભેગા, ૨ સાદા, ઊન આગળ, ૨ સાદા ભેગા, ફરી * આવા નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૧૩મી લાઇન—ઉંધા ખુટાની ગૂથી જાઓ.

૧૪મી લાઇન—૧૦મી લાઇન પ્રમાણે ગૂંથા જાઓ.

૧૫મી લાઇનિ—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૬મી લાઇનિ—સાદા ખુટાની ગૂંથા જાઓ.

હવે ૭ લાઇનિ સાદા ખુટાની ગૂંથો જાઓ એટલે પટાનું ગૂંથણ પુરૂં થયું. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૨૪મી લાઇનિ—૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો. એવી રીતે આખી લાઇનિ ગૂંથી જાઓ.

૨૫મી લાઇન—૨૪મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨૪મી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં બીજી ૧૯ લાઇન ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે ઉપરની ભાત શરૂ કરો.

૩૪મી લાઇનિ—૧ ઉંધો, ૩ સાદા, ૧ ઉંધો, ૩ સાદા, એવી રીતે આખી લાઇનિ ગૂંથી જાઓ

૩૫મી લાઇનિ—૩ ઉંધા, ૧ સાદો, ૩ ઉંધા, ૧ સાદો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

હવે એક લાઇનિ ૩૪મી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૩૫મી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં પટાનો ઉપરથી ૬ ઇંચ ગૂંથણ થયા પછી નીચે પ્રમાણે ગૂંથો,

૧લી લાઇનિ— ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇનિ ગૂંથી જાઓ.

૨જી લાઈન—૧લી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૧લી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૧ ઈંચ સુધી ગૂંથી જાઓ. 'એટલે ટોપીનું ગૂંથણ પુરૂં થયું. પછી ગૂંથણ અવળુ રાખી મજબૂત બેવડો દોરો સોયમાં પરોવો. પછી સુયા પરના બધા ખુટાને સોય વડે દોરા પર ઉતારી નાખો. હવે પડખાંનો સાંધો જોડી દોરા પરના ખુટાને એકઠા કરવા માટે બન્ને બાજુના દોરાના છેડા ભેગા કરી ગાંઠ વાળો. ફરી બીજી બે ગાંઠો વાળી દોરો તોડી નાખો. પછી ગૂંથણ સવળું કરી ઉપર ફુમકું બાંધો. અને ચિત્રમાં બતાવ્યા પ્રમાણે નીચેનાં પટા વાળો.

# ૨૨. દસ વરસના છોકરાનું સ્વેટર



આકૃતિ ૩૦મી

ઊન દ્વિરંગી હોવાથી લેરિયાં ભાત ચોકખી દેખાતી નથી પણ એક રંગની ઊનમાં ચોકખી દેખાશે.

માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઈ ૧૪॥ ઈંચ. છાતીએ પહોળાઇ ૨૪ ઈંચ ગોળ.

સુયા—નંબર ૧૪નો ગોળ ૧, નંબર ૧૦ નો ગોળ ૧, પીન નંગ ૩ હુક નંગ ૧.

ઊન—સફેદ ઔંસ ૧. ભુરી ઔંસ ૪॥, અને બટન નંગ ૨.

ઊનની જાડાઇ—૧૪ નંબરના લાખંડ સુયાની જાડાઈ જેટલી.

ખુટાનું તાણ—૧ ઈંચના આઠ ખુટા.

## ગૂંથણ

નીચેની ધારથી શરૂ કરો. ભુરી ઊન લઇ નંબર ૧૦ના સુયા વડે ૧૯૨ ખુટા નાખો. પછી તેજ સુયા વડે ૨ સાદા ખુટા ગૂંથો. અને નંબર ૧૪નો સુયો લઇ નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથો. અને નંબર ૧૦નો સુયો ખાલી થયો તેને એક બાજુ મુકો.

૨જી લાઇન—૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. જ્યાં લાઇન પુરી થાય ત્યાં નિશાન બાંધવું કે જેથી લાઈન પુરી થાય એટલે ખબર પડે.

હવે ૨જી લાઈન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૨॥ ઈંચ સુધી ગૂંથી જાઓ એટલે પટાનું ગૂંથણ પુરૂં થયું. હવે ભુરી ઊન એમજ રહેવા દો. પહેલા ખુટાની અંદર સફેદ ઊન જોડો. અને સફેદ ઊનથી નીચે પ્રમાણે ગૂંથો.

૩ લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ. પછી સફેદ ઊન એમજ રહેવા દો અને ભુરી ઊન વડે ૨ લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ.

હવે દોરંગી ભાત કરવા માટે સફેદ અને ભુરી બન્ને ઊન વડે સાથે ગૂંથણ કરવામાં આવશે. નીચે એમ આપવામાં આવશે કે

આટલા ખુટા સફેદ ઊનથી અને આટલા ખુટા ભુરી ઊનથી. માટે નીચે આપેલી વિગત ખાસ ધ્યાનમાં રાખવી.

**ધારોકે પહેલાં ભુરી ઊનથી એક ખુટો ગૂંથવો છે. તો ખુટો ગૂંથ્યા પહેલાં સફેદ ઊન ભુરી ઊન ઉપરથી ઉતારી નીચે મૂકવી. પછી ખુટો ગૂંથવો. અને ફરી બીજો ખુટો ભુરી જ ઊનથી ગૂંથવાનો હોયતો સફેદ ઊનને આગળ લઈ આવી નીચે મૂકવી. આમ કરવાથી બન્ને ઊનમાં વળ પડતો નથી. જો સફેદ ઊનથી ખુટો ગૂંથવો હોયતો ભુરી ઊન સફેદ ઊન ઉપરથી ઉતારવી અને ભુરી ઊનથી ખુટો ગૂંથવો હોયતો સફેદ ઊન ઉપરથી ઉતારવી.**

૧લી લાઇન—૮ સાદા ભુરી ઊનથી, * પછી ૨ સાદા સફેદ ઊનથી, અને ૮ સાદા ભુરી ઊનથી. ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. હવે સફેદ ઊન એમ જ રહેવા દો અને ભુરી ઊન વડે ૨ લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ.

ફરી ભુરી ઊન એમજ રહેવા દો અને સફેદ ઊનથી ૩ લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ. પછી સફેદ ઊન તોડી નાખી ભુરી ઊન અને નંબર ૧૦ નો સુયો લઈ એક લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ, અને નંબર ૧૪ નો સુયો ખાલી થયો તેને એક બાજુ મુકો. પછી નીચે પ્રમાણે **લેરીયાં ભાતનું** ગૂંથણ શરૂ કરો.

૧ લી લાઇન— ૫ ઉંધા. ૭ સાદા, ૫ ઉંધા, ૭ સાદા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૨જી લાઇન— * * ૧ સાદો, * ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૩જી લાઇન - ૨ સાદા, * ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૪થી લાઇન—૩ સાદા, * ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૫મી લાઇન —૪ સાદા, * ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૬ઠી લાઇન—૫ સાદા, * ૫ ઉંધા, ૭ સાદા ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૭મી લાઇન—૬ સાદા, * ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૮મી લાઇન—૭ સાદા, * ૫ ઉંધા, ૭ સાદા ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૯મી લાઇન—૧ ઉંધો, ૭ સાદા, * ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૧૦ મી લાઇન—૨ ઉંધા, ૭ સાદા, * ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. અહીં અરધું લેરીયું પૂરું થયું.

૧૧ મી લાઇન—૧ ઉંધો, ૭ સાદા,* ૫ ઉંધા, ૭ સાદા ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૧૨ મી લાઇન—૭ સાદા, ૫ ઉંધા, ૭ સાદા, ૫ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૧૩ મી લાઇન—૬ સાદા,* ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા* નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૧૪ મી લાઇન—૫ સાદા, * ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૧૫ મી લાઇનિ—૪ સાદા, * ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૧૬ મી લાઇન— ૩ સાદા, * ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૧૭ મી લાઇનિ—૨ સાદા, * ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૧૮ મી લાઇન—૧ સાદો, * ૫ ઉંધા, ૭ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ.

૧૯ મી લાઇનિ—૧ લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. અહીં એક લેરીયું પુરૂં થયું હવે ફરી આવા * * નિશાનથી શરૂ કરો. અને ઉપરની રીત પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં કુલ ગૂંથણ ૯॥ ઇંચ થયા પછી નીચે પ્રમાણે હાથનો ગોળાઇ ઉતારો.

૧લી લાઇનિ—પહેલાં સફેદ ઊનના નાના બે દોરા કરો. પછી પહેલા ખુટાની અંદર સફેદ ઊન જોડો. અને સફેદ ઊનથી ૧ સાદો, ભુરી ઊન સફેદ ઊન ઉપરથી ઉતારવી, પછી ૧ ઊંધો ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો. કુલ ૭ ખુટા થયા. હવે સફેદ ઊન એમજ રહેવા દો. પછી ભુરી ઊન વડે ચાલુ ભાત પ્રમાણે ૮૨ ખુટા ગૂંથી જાઓ. ફરી પહેલા ખુટાની અંદર સફેદ ઊન જોડો, અને સફેદ ઊનથી ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે કુલ ૭ ખુટા ગૂંથો. હવે ૯૬ ખુટા પાછળના ભાગના છે તેને સુયા પરથી બે પીન પર ઉતારી નાખી સુયા પરના ખુટાને ગૂંથો. એટલે આગળનો ભાગ થશે.

૨જી લાઇનિ—ગૂં૦ ફે૦, ૧ ખુ૦ લ૦, પછી ૧ ઉંધો, ૧ સાદો, કુલ ૩ વાર. પછી આકૃતિ ૧૪મીમાં બતાવ્યા પ્રમાણે ભુરી ઊન વડે આંટી નાખો, અને ભુરી ઊનથી ગૂંથો. પહેલાં ૨ ઉંધા ભેગા. બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ૯ ખુટા બાકી રહે ત્યાં સુધી

ગૂંથી જાઓ. પછી ૨ સાદા ભેગા. ફરી આકૃતિ ૧૪મી માં બતાવ્યા પ્રમાણે સફેદ ઊનથી આંટી નાખો અને સફેદ ઊન વડે ૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે છેડા સુધી ગૂંથી જાઓ.

૩જી લાઈન—૧ ખુ૦ લ૦ પછી સફેદ ઊનથી ૧ ઉંધો, ૧ સાદો, કુલ ૩ વાર. હવે **દરેક લાઈને જ્યાં ભુરી અને સફેદ ઊનનું જોડાણ થાય ત્યાં આકૃતિ ૧૪મીમાં બતાવ્યાં પ્રમાણે આંટી નાખવી** એ ખાસ ધ્યાન રાખવું. હવેથી લખાણમાં ફક્ત એટલું જ આવશે કે સફેદ ઊનથી આટલા ખુટા અને ભુરી ઊનથી આટલા માટે ગૂંથનારને ઉપરની વિગત ધ્યાનમાં રાખવી.

હવે ભુરી ઊનથી ગૂંથો. ૨ સાદા ભેગા. અને ૩૮ ખુટા ચાલુ ભાત પ્રમાણે લેરીયાં ભાત ગૂંથો. પછી ૪ ખુટા નાખો. અને બાકીના ખુટાને એક પીન પર ઉતારી નાખી સુયા પરના ખુટાને ગૂંથો એટલે ગળાની એક બાજુનો ભાગ ગૂંથાશે.

૪થી લાઈન—૧ ઉંધો, ૧ સાદો, કુલ ૪ વાર, બાકીનું ગૂંથણ ૯ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી ૨ ઉંધા ભેગા, અને છેલ્લા ૭ ખુટા સફેદ ઊનથી ૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે ગૂંથી જાઓ.

૫મી લાઈન—૧ ખુ૦ લ૦, પછી ૧ ઉંધો, ૧ સાદો, કુલ ૩ વાર. પછી ભુરી ઊનથી ૮ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ લેરીયાં ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૮ ખુટાને ૧ ઉંધો, ૧ સાદો ૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે ગૂંથી જાઓ.

૬ઠ્ઠી લાઈન—૧ ખુ૦ લ૦, પછી ૧ સાદો, ૧ ઉંધો એવી રીતે કુલ ૭ ખુટા ગૂંથો. હવે ૯ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી ૨ ઉંધા ભેગા, અને છેલ્લા ૭ ખુટા સફેદ ઊનથી ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે ગૂંથી જાઓ.

૭મી લાઇન—૧ ખુ૦ લ૦. પછી ૧ ઉંધો, ૧ સાદો, કુલ ૩ વાર. બાકીનુ ગૂંથણ બુટ્ટી ઊન વડે ૮ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી ૧ સાદો, ૧ ઉંધો, ૪ ખુટા બાંધો, ફરી ૧ સાદો, ૧ ઉંધો.

૮મી લાઇન—૧ ખુ૦ લ૦ પછી ૧ ઉંધો, ૪ ખુટાં નાખો, ૧ સાદો, ૧ ઉંધો. અહીં એક કાચ પુરો થયો. બાકીનું ગૂંથણ ૯ ખુટા બાકી રહે ત્યાંસુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી ૨ ઉંધા ભેગા. અને છેલ્લા ખુટા ઊનથી ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો. ૧ સાદો, એવી રીતે ગૂંથી જાઓ.

૯ મી લાઇન—૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૦ મી લાઇન—૬ઠી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૧ મી લાઇન—૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૨ મી લાઇન—૬ઠી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૩ મી લાઇન—૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૪ મી લાઇન—૬ઠી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૫ મી લાઇન—૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૬ મી લાઇન—૬ઠી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૭ મી લાઇન—૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૮ મી લાઇન—૬ઠી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. અહીં હાથની ગોળાઈ પુરી થઈ. એકેક બાજુએ ૯ ખુટા ઘટયા. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧૯ મી લાઇન—૧ ખુ૦ લ૦, પછી ૧ ઉંધો, ૧ સાદો, કુલ ૩ વાર. હવે ૮ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૮ ખુટાને ૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે ગૂંથી જાઓ.

૨૦ મી લાઇન— ૧ ખુ૦ લ૦, અને ચાલુ લેરીયાં ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૭ ખુટા સફેદ ઉનથી.

હવે એક લાઇન ૧૯મી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૨૦ મી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૨૭ ૭ લાઇન ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે બીજો કાચ ગૂંથો.

૨૭ મી લાઇન—૮ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. પછી ૧ સાદો, ૧ ઉંધો, ૪ ખુટા બાંધો, ૧ સાદો ૧ ઉંધો.

૨૮ મી લાઇન—૧ ખુ૦ લ૦, ૧ ઉંધો, ૪ ખુટા નાખો, પછી ૧ સાદો, ૧ ઉંધો, અહીં બીજો કાચ પુરો થયો. બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૨૯ મી લાઇન—૧૯મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે નીચે પ્રમાણે ગળાની ગોળાઇ ઉતારો.

૩૦મી લાઇન— ૮ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૩૧મી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૩૨મી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ, અને છેલ્લા ૭ ખુટા સફેદ ઉનથી ગૂંથો.

હવે એક લાઇન ૩૧મી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૩૨મી લાઇન પ્રમાણે ગૂંથતા ગૂંથતા ૨૬ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂંથી જાઓ. એટલે ગળાની ગોળાઇ પુરી થઇ. હવે ૨૬ ખુટાને ચાલુ ભાત પ્રમાણે ઘટાડયા વગર ગૂંથો. કુલ ગૂંથણ ૧૪॥ ઇંચ થયા પછી ખુટા બાંધો. એટલે ગળાની એક બાજુનો ભાગ ગૂંથાયો.

હવે બીજા ભાગને ગૂંથવા માટે ભુરી ઊનને હાથની બીજી બાજુએથી જોડો અને ઉપરના પહેલા ભાગની માફક અને એજ રીત પ્રમાણે

ગૂંથી જાઓ. ફક્ત કાચ ગૂંથવા નહિ. પટીનું ગૂંથણ સીધું રહેશે. અહીં આગળનો ભાગ પુરો થયો. હવે પીઠનો ભાગ નીચે પ્રમાણે ગૂંથો.

પીન પર ઉતારેલા પીઠના ખુટાઓને આગળના ભાગની માફક અને એ જ રીત પ્રમાણે હાથની ગોળાઈ ઉતારો. ફક્ત આગળની પટી અને ગળું ઉતારવું નહિ. બે ખભાની વચ્ચેનો ભાગ આખો રહેશે. ગૂંથણ ૧૪।। ઇંચ થાય પછી ખુટા બાંધો. હવે ગૂંથણ અવળું રાખી ખભા ઉપરના સાંધા જોડો.

## કોલર

ભુરી ઊન લઈ નંબર ૧૦ના સુયા વડે ૮૦ ખુટા નાખો, પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન— સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇન— સાદા ખુટાની ગૂંથી જાઓ.

૩જી લાઇન—૨ ખુટા ભેગા, વચ્ચેનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથો, છેલ્લા ૨ ઉંધા ભેગા.

૪થી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૫મી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૬ઠી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૭મી લાઇન —૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૮મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૯મી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે એક લાઇન સાદા ખુટાની અને બીજી લાઇન ઉંધા ખુટાની વારા ફરતી ગૂંથતાં ગૂથતાં બીજી ૧૨ લાઇન ગૂથી જાઓ.

૨૨મી લાઇન—૧૦ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ સાદા ખુટા ગૂંથી જાઓ.

૨૩મી લાઇન—૧૦ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૨૪મી લાઇન—૨ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ સાદા ખુટા ગૂંથી જાઓ.

૨૫મી લાઇન—૨ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૨૬મી લાઇન—સાદા ખુટા ગૂંથો અને ખુટા બાંધો. પછી સફેદ ઊન અને હુક વડે કોલરને ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ફરતી બોર્ડર બાંધો. પછી સ્વેટરનું ગૂંથણ સવળું અને કોલરનું ગૂંથણ અવળું રાખી આગળના ભાગમાંથી ૮ ખુટા પટીના છોડી કોલરને સાંધવો શરૂ કરો, અને છેડે ૮ ખુટા પટીના બાકી રહે ત્યાંસુધી સાંધો. પછી કાચમાં ફીટ થાય તેવી રીતે બટન ચોટી જાઓ!

હવે બન્ને પટીઓના નીચેના છેડા સાંધો. પહેલા ઉપર કાચની પટી રાખો અને પછી નીચે બટનની પટી રાખો. ૪, ૪ ખુટા દોઢે ચડાવી બન્ને પટીઓને સાથે નાંખી જાઓ અને કાચને ઓટી જાઓ.

## ૨૩. દોઢ વરસનાં બચ્ચાં માટે મોજાં



સુયા—નંબર ૧૫નો સટ ૧.

ઊન—સફેદ ઔંસ ૧।।, અને બ્લુ ઔંસ ૦।।.

ઊનની જાડાઈ—૧૭ નંબરના લોખંડના સુયાની જાડાઈ જેટલી.

ખુટાનું તાણ—૧ ઇંચના ૧૦ ખુટા.

**આકૃતિ ૩૧ મી**

### ગૂંથણ

ઉપરની ધારથી શરૂ કરો. બ્લુ ઊન લઈ સટના એક સુયા પર ૨૨ ખુટા નાખો, અને બીજા સુયા પર ૨૦ ખુટા નાખો, અને ત્રીજા સુયાપર ૧૮ ખુટા નાખો એટલે કુલ ૬૦ ખુટા થયા. પછી ત્રીજા સુયા વડે પહેલા સુયા પર ૨૨ ખુટા નાખ્યા છે તેમાંથી ૨ સાદા ખુટા ગૂંથો. એટલે દરેક સુયાપર ૨૦, ૨૦ ખુટા થયા. પછી ચોથો સુયો લઇ નીચે પ્રમાણે ગૂંથણ શરૂ કરો.

૧ લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇન—૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

હવે ૨ જી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૧૫ લાઇન ગૂંથી જાઓ એટલે ઉપરનો પટો થયો. પછી બ્લુ ઊન તોડી નાખી સફેદ ઊન જોડો. અને નીચે પ્રમાણે ગૂંથો.

૧૬ મી લાઈન—૧ ઉંધો, ૫ સાદા, ૧ ઉંધા, ૫ સાદા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૧૭ મી લાઇન—૧૬મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૧૬ મી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં કુલ ગૂંથણ ૬ ઈંચ થયા પછી નીચે પ્રમાણે એડી ઉતારો.

ચાલુ ભાત પ્રમાણે ૩૦ ખુટા ગૂંથો અને ૩૦ ખુટા બાકી રહે તેને એમ જ રહેવા દો. પછી બે સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—ગૂં ૦ ફે ૦, ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૨જી લાઇન—૨ ખુટા ભેગા, વચ્ચેનું ગૂંથણ સાદા ખુટા ગૂંથી જાઓ, છેલ્લા બે સાદા ભેગા.

૩ જી લાઇન—૨ ઉંધા ભેગા, વચ્ચેનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથો, છેલ્લા ૨ ઉંધા ભેગા.

હવે એક લાઇન ૨જી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૩જી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં ૧૦ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧૨મી લાઈન—૧ ખુટો ઉંચકો (બાજુની પડખાની ધાર પરથી ખુટા ઉચકવા). પછી ૧૦ સાદા ખુટા ગૂંથો, છેલ્લે ૧ ખુટો ઉંચકો.

૧૩મી લાઇન—૧ ખુટો ઉંચકો, બાકીનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથી જાઓ. છેલ્લે ૧ ખુટો ઉંચકો.

હવે એક લાઇન ૧૨મી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૧૩મી લાઈન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં સુયા પર ૩૦ ખુટા થાય ત્યાં સુધી ગૂંથો. આ ૩૦ ખુટા છે તે નીચેનો ભાગ થશે અને બીજા ૩૦ ખુટા છે તે ઉપરનો ભાગ થશે. હવે તે ૬૦ ખુટાને એકી સાથે ગૂંથો.

૨૩મી લાઇન—જે ઉપરના ભાગના ૩૦ ખુટા છે તેને ચાલુ ભાત

પ્રમાણે ગૂંથી જાઓ. અને નીચેના ૩૦ ખુટા છે તેને સાદા ખુટા ગૂંથો.

૨૪મી લાઇન—૩૦ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. અને નીચેના ૩૦ સાદા ગૂંથો.

હવે ૨૪મી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૩ ઈંચ સુધી ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે ફણા ઉતારો.

૧લી લાઇન—૩૦ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથો અને નીચેના ૩૦ ખુટા એમજ રહેવા દો. પછી ઉપરના ૩૦ ખુટાને બે સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૨જી લાઇન— ગૂ૦ફે૦. ૨ ઉંધા ભેગા, વચ્ચેનુ ગૂંથણ ઉંધા ખુટા ગૂંથો અને છેલ્લા ૨ ઉંધા ભેગા.

૩જી લાઇન—૨ સાદા ભેગા, વચ્ચેનું ગૂંથણ સાદા ખુટા ગૂંથો અને છેલ્લા ૨ સાદા ભેગા.

હવે એક લાઇન ૨જી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૩જી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં સુયા પર ૧૦ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂંથો અને પછી નીચે પ્રમાણે.

૧૨મી લાઇન—૧ ખુટો ઉંચકો. પછી બાકીનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથો. છેલ્લે ૧ ખુટો ઉંચકો.

૧૩મી લાઇન—૧ ખુટો ઉંચકો. બાકીનું ગૂંથણ સાદા ખુટા ગૂંથો. છેલ્લે ૧ ખુટો ઉંચકો

હવે એક લાઇન ૧૨ લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૧૩મી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં સુયાપર ૩૦ ખુટા થાય ત્યાં સુધી ગૂંથો. પછી આકૃતિ ૧૩મીમાં બતાવ્યા પ્રમાણે તળીયાના ૩૦ ખુટા સાથે સાંધો જોડો અને સાંધો જોડી રહ્યા પછી મજબૂત ટીભ ભરી ઊન તોડી નાખો.

હવે એજ રીત પ્રમાણે અને એજ માપનું બીજું મોજું ગૂંથી જાઓ.

## ૨૪. ચાર વરસની છોકરીનું પોલકું



આકૃતિ ૩૨ મી

ખુટાનું તાણ—૧ ઇંચના ૯ ખુટા.

માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઈ ૧૧ ઇંચ, છાતી-એ પહોળાઇ ૨૨ ઇંચ ગોળ બાયું-ની લંબાઇ ૩ા ઇંચ.

સુયા—નંબર ૧૫ના જોડી ૨, પીન નંગ ૨, હુક નંબર ૧૪નો ૧.

ઊન—સફેદ ઔંસ ૨, અને સલેટીયાં ઔંસ ૩. બટન નંગ પાંચ.

ઊનની જાડાઈ—૧૪ નંબરના લોખં-ડના સુયાની જાડાઇ જેટલી.

## ગૂંથણ

નીચેની ધારથી શરૂ કરો. સફેદ ઊન લઈ નંબર ૧૫ના સુયા વડે ૨૦૦ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન-સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઇન-૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઈન-૨જી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨જી લાઇનિ પ્રમાણે બીજી ૨૦ લાઇનિ ગૂંથી જાઓ. એટલે પટાનું ગૂંથણ પુરું થયું. પછી સફેદ ઊન તોડી નાખો સલેટીઆ ઊન જોડો. અને નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇનિ-૧ ખુ૦ લ૦, પછી ૨ ઉંધા, ૪ સાદા, ૨ ઉંધા, ૪ સાદા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. છેલ્લે ૧ સાદો

૨ જી લાઈન- ૧ ખુ૦ લ૦, પછી ૨ સાદા, ૪ ઉંધા, ૨ સાદા, ૪ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. છેલ્લે ૧ ઉંધો.

૩જી લાઇનિ—૧ ખુ૦ લ૦, પછી ૨ ઉંધા, ૪ સાદા, ૨ ઉંધા, ૪ સાદા, એવી રીતે આખી લાઇનિ ગૂંથી જાઓ. છેલ્લે ૧ સાદો.

૪થી લાઈન—૧ ખુ૦ લ૦, પછી ૮ સાદા, ૪ ઉંધા, ૮ સાદા, ૪ ઉંધા, એવી રીતે આખી લાઇનિ ગૂંથી જાઓ. છેલ્લે ૧ ઉંધો.

૫મી લાઈન—૧ ખુ૦ લ૦, પછી ૮ ઉંધા, * હવે ૪ સાદા ખુટા છે તેને સુયા પરથી ઉતારી નાખો. અને આગલા ૨ ખુટાને પહેલાં ડાબા સુયા પર ચડાવો. પછી બીજા ૨ ખુટાને ડાબા સુયા પર ચડાવો. એટલે કુલ ૪ ખુટા થયા. પછી તે ૪ ખુટાને સાદા ખુટા ગૂંથો. ૮ ઉંધા, ફરી આવા * નિશાનથી શરૂ કરી

છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ સાદો. અહીં અરધી ભાત પુરી થઈ.

૬ઠી લાઇન—૧ ખુ૦ લ૦, પછી ૨ સાદા, ૪ ઉંધા, ૨ સાદા, ૪ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. છેલ્લે ૧ ઉંધો.

૭મી લાઇન—૧ લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૮મી લાઇન—૬ ઠી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૯મી લાઇન—૧ લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૦મી લાઇન—૪ થી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૧મી લાઇન—૫ મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

અહીં એક વળ પુરો થયો. ફરી ૬ ઠી લાઇનથી શરૂ કરી ૧૧ લાઇન સુધી ગૂંથી જાઓ એટલે બીજો વળ થયો. એજ પ્રમાણે જેટલા વળ ગૂંથવાના હોય તેટલા ગૂંથો.

ઉપર બતાવ્યા પ્રમાણે પટાની ઉપરથી કુલ ૨૨ લાઇન થયા પછી નીચે પ્રમાણે ખિસ્સા ઉતારો.

૨૩મી લાઇન—૧૩ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથો. અને * * ૧૪માં ખુટાની અંદર સફેદ ઊન જોડો. પછી સફેદ ઊનથી ૨ સાદા, ૨ ઉંધા, એવી રીતે કુલ ૨૦ ખુટા ગૂંથી જાઓ. પછી ગું૦ ફે૦, અને ૨૦ ખુટાને સફેદ ઊનથી પાંચ લાઇન ૨ સાદા, ૨ ઉંધા, ખુટાની ગૂંથી જાઓ. પછી ૬ઠી લાઇને તે ૨૦ ખુટાને બાંધો, અને સફેદ ઊન તોડી નાખો. પછી જે ૨૦ ખુટા બાંધ્યા તેની નીચે અને પટાની ઉપરથી અંદરના ભાગમાંથી સલેટીયાં ઊન અને ૧૫ નંબરના સુયા વડે ૨૦ ખુટા ઉંચકો, પછી તે ૨૦ ખુટાને એક લાઇન સાદા ખુટાની અને બીજી લાઇન ઉંધા ખુટાની વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં કુલ ૨૨ લાઇન ગૂંથી તે ૨૦ ખુટાને સ્વેટરના ગૂંથણની સાથે ચાલુ ભાત

પ્રમાણે ગૂંથી જાઓ. એટલે એક ખિસ્સો ગૂંથાયો. + પછી ૩૩ ખુટા બાકી રહે ત્યાં સુધી ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

ફરી બીજો ખિસ્સો ગૂંથવા માટે આવા * * નિશાનથી બીજો ખિસ્સો ગૂંથવો શરૂ કરો અને આવા + નિશાન સુધી ગૂંથી જાઓ. એટલે બીજો ખિસ્સો પૂરો થયો, હવે બાકી રહેલા ૧૩ ખુટાને ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. એટલે ખિસ્સાનું ગૂંથણુ પુરૂં થયું.

હવે ચાલુ ભાત પ્રમાણે દોરડાં ભાત ગૂંથતાં ગૂંથતાં પટાની ઉપરથી કુલ ૬૬ લાઈન ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે હાથની ગોળાઈ ઉતારો.

૬૭મી લાઈન—ચાલુ ભાત પ્રમાણે ૪૭ ખુટા ગૂંથો અને બાકીના ખુટાઓને બે પીન પર ઉતારી નાખી સુયા પરના ૪૭ ખુટાને ગૂંથો. એટલે આગળનો ગળાનો એક બાજુનો ભાગ ગૂંથાશે.

૬૮મી લાઈન—ગૂં૦ ફે૦, ૬ ખુટા બાંધો, બાકીનું ગૂંથણુ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૬૯મી લાઈન—૧ખુ૦ લ૦, પછી ચાલુ ભાત પ્રમાણે ૨ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂંથી જાઓ, છેલ્લા ૨ ખુટા ભેગા.

૭૦મી લાઈન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૭૧મી લાઈન—૬૯મી લાઈન પ્રમાણે ગૂંથો.

હવે એક લાઈન ૭૦મી લાઈન પ્રમાણે અને બીજી લાઈન ૬૯મી લાઈન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં સુયા પર ૩૩ ખુટા રહે ત્યાં સુધી ગૂંથી જાઓ. એટલે કુલ ૧૪ ખુટા ઘટયા. હવે નીચે પ્રમાણે ગળાની ગોળાઈ ઉતારો,

૮૮મી લાઈન—૨ ખુટા ભેગા, બાકીનું ગૂંથણુ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૮૯મી લાઈન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

હવે એક લાઇન ૮૮મી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૮૯મી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં ૨૨ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂંથો. પછી બાકી રહેલા ૨૨ ખુટાને ચાલુ ભાત પ્રમાણે બીજી ૬ લાઇન ગૂંથી ખુટા બાંધો. એટલે ગળાની એક બાજુનો ભાગ ગૂંથાયો. હવે બીજી બાજુના ભાગને ગૂંથવા માટે બીજા છેડાના પહેલા ખુટાની અંદર સલેટીયાં ઊન જોડો, અને ૪૭ ખુટા ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ. બાકીના ખુટાને પીન પર એમજ રહેવા દો, અને સુયા પરના ખુટાને ૬૮મી લાઇનથી ગૂંથણુ શરૂ કરી ઉપરના પહેલા ભાગની માફક અને એજ રીત પ્રમાણે ગૂંથી જાઓ, એટલે આગળનો ભાગ પુરો થયો. પછી પીઠનો ભાગ નીચે પ્રમાણે ગૂંથો.

પહેલા ખુટાની અંદર ઊન જોડો. પછી એક લાઇન ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૬૮મી લાઇન—૬ ખુટા બાંધો. બાકીનું ગૂંથણ ચાલુ પ્રમાણે ગૂંથી જાઓ.

૬૯મી લાઇન—૬ ખુટા બાંધો, બાકીનું ગૂંથણુ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૭૦મી લાઇન—૨ ખુટા ભેગા, વચ્ચે ગૂંથણુ ચાલુ ભાત પ્રમાણે ગૂંથો, છેલ્લા ૨ ખુટા ભેગા.

૭૧મી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૭૨મી લાઇન—૭૦મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૭૩મી લાઇન—૭૧મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૭૪મી લાઇન —૭૦મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૭૫મી લાઇન—૭૧મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૭૬મી લાઇન—૭૦મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. અહીં હાથની ગોળાઈ પુરી થઈ. બન્ને બાજુએ ૧૦, ૧૦ ખુટા ઘટયા. હવે સુયા પરના ખુટાને પટાની ઉપરથી કુલ ૧૧૦ લાઈન સુધી ગૂંથી ખુટા બાંધો. એટલે પીઠનો ભાગ પુરો થયો.

## બાંયુ

સફેદ ઊન લઈ નંબર ૧૫ના સુયા વડે ૬૮ ખુટા નાખો, પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઈન—૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ઉંધા, એવી રીતે આખી લાઈન ગૂંથી જાઓ.

૨જી લાઈન—૧લી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ. હવે ૨જી લાઈન પ્રમાણે બીજી ૨ લાઈન ગૂંથી જાઓ. પછી સફેદ ઊન તોડી નાખી સલેટીયાં ઊન જોડો.

૫મી લાઈન—૧ ખુટો નાખો, બાકીનું ગૂંથણ સ્વેટરની ૧લી લાઈન થી શરૂ કરો, અને છેડા સુધી ગૂંથી જાઓ.

૬ઠી લાઈન—૧ ખુટો નાખો, બાકીનું ગૂંથણ ચાલુ દોરડાં ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ચાલુ ભાત પ્રમાણે ૧, ૧, ખુટો વધારતાં વધારતાં બન્ને બાજુને છેડે ૪, ૪, ખુટા વધારો. પછી ૪ લાઈન ચાલુ ભાત પ્રમાણે ગૂંથો.

૫મી લાઈન—૬ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૬ઠી લાઈન—૬ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગુંથી જાઓ.

૭મી લાઈન—૨ ખુટા ભેગા, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગુંથી જાઓ.

૮મી લાઈન—૨ ખુટા ભેગા, બાકીનું ગૂંથણુ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૭મી લાઇનિ પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં કુલ ગૂંથણુ ૩ ઈંચ થયા પછી ખુટા બાંધો. હવે એ જ રીત પ્રમાણે બીજી બાજુની બાંય ગૂંથી જાઓ.

## કોલર

સફેદ ઊન લાઈ નંબર ૧૫ના સુયા વડે ૯૮ ખુટા નાખો. પછી ૪ લાઇન સાદા ખુટાની ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે ભાત શરૂ કરો.

૫મી લાઇન— (૧ સાદો, ઊન આગળ, ૧ સાદો) કુલ ૩ વાર. * પછી ૨ સાદા ભેગા કુલ ૬ વાર, (ઊન આગળ, ૧ સાદો,) કુલ ૬ વાર, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ સાદો.

૬ઠી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૭મી લાઇનિ—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૮મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૯મી લાઇનિ—૫મી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૦ મી લાઇનિ—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૧મી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૧૨મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૧૩મી લાઈન—૨૪ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ૨૪ ખુટા બાકી રહે ત્યાં સુધી ૫મી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. અને છેલ્લા ૨૪ ખુટા સાદા.

૧૪મી લાઈન—૨૪ ખુટા બાંધો, બાકીનું ગૂંથણુ ઉંધા ખુટા.

૧૫મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૬મી લાઈન—૨૬ ખુટા બાંધો, બાકીનું ગૂંથણુ સાદા-ખુટા ગૂંથી જાઓ.

૧૭મી લાઇનિ—૨૬ ખુટા બાંધો, બાકીનું ગૂંથણુ સાદા ખુટા ગૂંથી જાઓ.

૧૮મી લાઇનિ—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૯મી લાઇન—૨ ખુટા ભેગા, વચ્ચેનું ગૂંથણુ સાદા ખુટા ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૨૦મી લાઇનિ—ઉંધા ખુટા ગૂંથતા જાઓ અને ખુટા બાંધતાં જાઓ.

## બટનની પટીઓ

સફેદ ઊન લઇ નંબર ૧૫ ના સુયા વડે ૧૨ ખુટા નાખો. પછી નંબર ૧૫ નો બીજો સુયો લઇ નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઈન—૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧ ખુ૦ લ૦, પછી ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, એવી રીતે આખી લાઇનિ ગૂંથી જાઓ.

૩જી લાઇનિ—૧ ખુ૦ લ૦, પછી ૧ ઉંધો, ૧ સાદો, ૬ ખુટા બાંધો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો.

૪થી લાઇનિ—૧ ખુ૦ લ૦, પછી ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો ૬ ખુટા નાખો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો. અહીં એક કાચ ગૂંથાયો.

૫મી લાઇનિ—૨ જી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨ જી લાઇન પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં ૨॥ ઇંચ સુધી ગૂંથી જાઓ. પછી એક લાઇનિ ૩ જી લાઇન પ્રમાણે અને બીજી લાઇનિ ૪ થી લાઇનિ પ્રમાણે ગૂંથો. એટલે બીજો કાચ ગૂંથાયો. ફરી ૨॥ ઇંચ સુધી ગૂંથી ત્રીજો કાચ ગૂંથો. એવી રીતે ગૂંથતાં ગૂંથતાં

કુલ પાંચ કાચ ગૂંથી જાઓ. પછી ૨ લાઇનિ ચાલુ ભાત પ્રમાણે ગૂંથી ખુટા બાંધો એટલે કાચની પટીનું ગૂંથણ પુરૂં થયું. પછી એજ માપની બીજી બાજુની પટી ગૂંથો, પણ કાચ પાડવા નહિ.

હવે સફેદ ઊન લઈ નંબર ૧૪ ના હુક વડે ચિત્રમાં બતાવ્યા મુજબ બાંયું અને કોલરને ફરતી બહારની ધાર પર બોર્ડર બાંધી જાઓ.

## સાંધા જોડો

પહેલાં ગૂંથણ અવળું રાખી ખભા ઉપરના સાંધા જોડો. પછી બાંયું સાંધો. હવે કોલર સાંધવા માટે સફેદ ઊન અને નંબર ૧૪ ના હુક વડે બન્ને ગૂંથણ સવળાં રાખી આગળની એક બાજુએથી કોલરને હુક અને સફેદ ઊનથી બોર્ડર બાંધતાં બાંધતાં ફરતો સાંધી જાઓ. કોલર જોઇએ તેટલો લાંબો ટુંકો રાખવો જેથી છેડે આવતાં લાંબો ટુંકો રહે નહિ. પછી બાજુની પટીઓ સાંધો. હવે કાચની અંદર ફીટ થાય તેવી રીતે બટન ચોડી જાઓ અને કાચ ઓટી જાઓ. પછી ખિસ્સાની અંદરનાં પડખાંને સાંધો અને ખિસ્સા ઉપરની સફેદ બોર્ડર સાંધી જાઓ.

## ૨૫. સ્ત્રીઓનું જંપર



**આકૃતિ ૩૩ મી**

માપ—ખભા ઉપરથી પટાની નીચે સુધી કુલ લંબાઇ ૧૭ ઇંચ, છાતીએ પહોળાઇ ૨૭ ઇંચ ગોળ. બાંયુંની લંબાઈ ૪ ઇંચ.

સુયા—નંબર ૮ના જોડી ૧, નંબર ૧૨ના જોડી ૧, નંબર ૧૫ નો સટ ૧, હુક નંબર ૧૪નો ૧, અને પીન નંગ ૨.

ઊન—બ્લુ ઔંસ પાા, સફેદ ઔંસ ૧, અને બટન નંગ ૬.

ઊનની જાડાઇ—૧૫ નંબરના લોખંડના સુયાની જાડાઈ જેટલી.
ખુટાનું તાણુ—૧ ઇંચના ૬॥ ખુટા.

## ગૂંથણુ

નીચેની ધારથી શરૂ કરો. બ્લુ ઊન લઇ નંબર ૮ના સુયા વડે ૨૦૬ ખુટા નાખો. પછી નંબર ૧૨નો સુયો લઇ નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ. પછી નંબર ૮નો સુયો ખાલી થયો તેને એક બાજુ મુકી નંબર ૧૨ના સુયા વડે ગૂંથો

૨જી લાઇન—૧ ખુ૦ લ૦, પછી ૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, ૨ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથા જાઓ. છેલ્લે ૧ સાદો.

૩જી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

હવે ૨ જી લાઇન પ્રમાણે ગૂંથતા ગૂંથતા ૩ ઈંચ સુધી ગૂંથી જાઓ. એટલે પટાનું ગૂંથણ પુરૂં થયું. પછી બ્લુ ઊન તોડી નાખી સફેદ ઊન જોડો, અને નંબર ૧૨નો સુયો ખાલી થયો તેને એક બાજુ મુકી નંબર ૮ના સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—૧ ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ સાદા ખુટા ગૂંથી જાઓ. હવે નંબર ૧૨નો સુયો ખાલી થયો તેને એક બાજુ મુકી નંબર ૮ના સુયા વડે નીચે પ્રમાણે ગૂંથો.

૨જી લાઇન—૧ ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૩જી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪થી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. હવે સફેદ ઊન તોડી નાખી બ્લુ ઊન જોડો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—૧ ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ સાદા ખુટા ગૂંથી જાઓ.

૨જી લાઇન—૧ ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથી જાઓ.

હવે એક લાઈન સાદા ખુટાની અને બીજી લાઈન ઉંધા ખુટાની વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં ૭ લાઈન ગૂંથો. પછી બ્લુ ઊન તોડી નાખી સફેદ ઊન જોડો અને સફેદ ઊનથી એક લાઈન સાદા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઈન—૧ ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ સાદા ખુટા ગૂંથી જાઓ.

૩જી લાઈન—૧ ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૪થી લાઈન--૧ ખુ૦ લ૦, બાકીનું ગૂંથણ સાદા ખુટા ગૂંથી જાઓ.

હવે સફેદ ઊન તોડી નાખી બ્લુ ઊન જોડો અને એક લાઈન બ્લુ ઊનથી સાદા ખુટાની ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે દોરડાં ભાત શરૂ કરો.

૧લી લાઈન—૧ ખુ૦ લ૦, * પછી ૨ સાદા, ૪ ઉંધા, ૨ સાદા, ૬ ઉંધા, ફરી આવા* નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ ઉંધો.

૨જી લાઈન—૧ ખુ૦ લ૦, * પછી ૨ ઉંધા, ૪ સાદા, ૨ ઉંધા, ૬ સાદા, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે એક સાદો.

૩જી લાઈન —૧લી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ.

૪થી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૫મી લાઇન-- ૧ ખુ૦ લ૦, પછી ૮ સાદા, ૬ ઉંધા, ૮ સાદા, ૬ ઉંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. છેલ્લે ૧ ઉંધો.

૬ઠી લાઇન—૧ ખુ ૦ લ ૦, * ૮ ઉંધા, હવે ૬ સાદા ખુટા છે તેને સુયા પરથી ઉતારો. પછી પહેલાં આગલા ૩ ખુટા ડાબા સુયા પર ચડાવો અને પછી પાછલા ૩ ખુટાને ડાબા સુયા પર ચડાવી દો. એટલે કુલ ૭ ખુટા થયા. હવે તે ખુટાને ૬ સાદા ખુટા

ગૂંથો. ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ સાદો. અહીં અરધી ભાત પુરી થઈ.

૭મી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. હવે નીચે પ્રમાણે ખિસ્સા ઉતારો.

૮મી લાઈન—૧૭ ખુટા ૨જી લાઇન પ્રમાણે ગૂંથો. પછી ૧૮ ખુટા બાંધો, અને ૩૫ ખુટા બાકી રહે ત્યાં સુધી ૨જી લાઇન પ્રમાણે ગૂંથો. ફરી ૧૮ ખુટા બાંધો, ૨ ઉંધા, ૬ સાદા, ૨ ઉંધા, ૪ સાદા, ૨ ઉંધા, છેલ્લે ૧ સાદો.

૯મી લાઇન—૧૭ ખુટા ૧લી લાઇન પ્રમાણે ગૂંથો. * પછી જે ૧૮ ખુટા બાંધ્યા છે તેની નીચે અને પટાની ઉપર બ્લુ ઊન અને નંબર ૧૪ના સુયા વડે ૧૮ ખુટા ઉંચકો. પછી નંબર ૧૪નો બીજો સુયો લઈ તે ૧૮ ખુટાને એક લાઇન સાદા ખુટાની અને બીજી લાઇન ઉંધા ખુટાની વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં ૩૦ લાઇન ગૂંથી જાઓ. હવે સ્વેટરના ગૂંથણની સાથે તે ૧૮ ખુટાને ૧ લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. અને પાછળના ગૂંથણની ઊન તોડી નાખો. એટલે એક ખિસ્સો ગૂંથાયો. હવે ૩૫ ખુટા બાકી રહે ત્યાં સુધી ૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. પછી બીજો ખિસ્સો ગૂંથવા માટે આવા * નિશાનથી શરૂ કરી પહેલા ખિસ્સાની માફક બીજા ખિસ્સાને ગૂંથી જાઓ. અને બાકીના ૧૭ ખુટાને ૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. અહીં ખિસ્સાનું ગૂંથણ પુરૂં થયું. હવે નીચે પ્રમાણે ગૂંથો.

૧૦મી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૧મી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૨મી લાઇન—૨જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૧૩મી લાઇન— ૧ ખુ૦ લ૦, પછી ૮ સાદા, ૬ ઉંધા, ૮ સાદા, ૬ ઊંધા, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ. છેલ્લે ૧ ઉંધો.

૧૪મી લાઇન—૬ઠ્ઠી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. અહીં એક દોરડું પુરૂં થયું. ફરી ૭મી લાઇનથી શરૂ કરી ૧૪મી લાઇન સુધી ગૂંથો, એટલે બીજું દોરડું ગૂંથાયું. હવે જેટલાં દોરડાં ગૂંથવાનાં હોય તેટલાં ઉપરની રીત પ્રમાણે ગૂંથો.

હવે ચાલુ ભાત પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં કુલ ગૂંથણ ૧૦॥ ઈંચ થયા પછી નીચે પ્રમાણે હાથની ગોળાઈ ઉતારો.

૧લી લાઈન—ચાલુ ભાત પ્રમાણે ૫૦ ખુટા ગૂંથો અને બાકી રહેલા ખુટાઓને બે પીન પર ઉતારી નાખી સુયા પરના ખુટાને ગૂંથો એટલે આગળનો ગળાનો એક બાજુનો ભાગ ગૂંથાશે. * *

૨જી લાઇન—ગૂં૦ ફે૦, ૮ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથો જાઓ.

૩જી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથો જાઓ. છેલ્લા બે ખુટા ભેગા.

૪થી લાઇન—ચાલુ ભાત પ્રમાણે ગૂંથો જાઓ.

હવે એક લાઇન ૩જી લાઇન પ્રમાણે અને બીજી લાઇન ૪થી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં સુયા પર ૩૪ ખુટા રહે ત્યાં સુધી ગૂંથો જાઓ. એટલે હાથની ગોળાઈ પુરી થઈ અને કુલ ૧૬ ખુટા ઘટયા. પછી બાકી રહેલા ૩૪ ખુટાને ઘટાડયા વગર ચાલુ ભાત પ્રમાણે બીજી ૧૪ લાઇન ગૂંથો નીચે પ્રમાણે ગળાની ગોળાઈ ઉતારો.

૩૨મી લાઇન—૨ ખુટા ભેગા, બાકીનું ગૂંથણ ચાલુ ભાત પ્રમાણે ગૂંથો જાઓ.

૩૩મી લાઇન—ચાલુ દોરડાં ભાત પ્રમાણે ગૂંથો જાઓ.

હવે એક લાઈન ૩૨મી લાઇન પ્રમાણે અને બીજી લાઈન ૩૩મી લાઇન પ્રમાણે વારા ફરતી ગૂંથતાં ગૂંથતાં સુયા પર ૨૩ ખુટા બાકી રહે ત્યાં સુધી ગૂંથો. પછી બાકી રહેલા ૨૩ ખુટાને

ઘટાડયા વગર સીધે સીધું ચાલુ દોરડાં ભાત પ્રમાણે કુલ ગૂંથણ ૧૭ ઇંચ થયા પછી ખુટા બાંધો, એટલે ગળાનો એક બાજુનો ભાગ ગૂંથાયો. હવે આગળના ગળાના બીજી બાજુના ભાગને ગૂંથવા માટે બીજી બાજુના છેડાના પહેલા ખુટાની અંદર બ્લુ ઊન જોડો અને ચાલુ દોરડાં ભાત પ્રમાણે ૫૦ ખુટા ગૂંથી જાઓ. બાકીના ખુટાને પીન પર એમજ રહેવા દો અને સુયા પરના ૫૦ ખુટાને આવા * * નિશાનથી ગૂંથણ શરૂ કરો. પછી પહેલા ભાગની માફક અને એ જ રીત પ્રમાણે ગળાના બીજી બાજુના ભાગને ગૂંથી જાઓ. એટલે આગળનો ભાગ પુરો થયો. હવે પીઠના ભાગને ગૂંથવા માટે પીન પરના પહેલા ખુટાની અંદર ઊન જોડો અને નીચે પ્રમાણે ગૂંથણ શરૂ કરો.

૧લી લાઇન—ચાલુ દોરડાં ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૨જી લાઇન—૮ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ચાલુ દોરડાં ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૩જી લાઇન—૧લી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ.

૪થી લાઇન—૨ ખુટા ભેગા, વચ્ચેનું ગૂંથણ ચાલુ દોરડાં ભાત પ્રમાણે, છેલ્લા ૨ ખુટા ભેગા.

૫મી લાઇન—ચાલુ દોરડાં ભાત પ્રમાણે ગૂંથી જાઓ.

૬ઠી લાઇન—૩જી લાઇન પ્રમાણે ગૂંથી જાઓ. અહીં હાથની ગોળાઈ પુરી થઈ. કુલ ૧, ૧, બાજુએ ૧૦, ૧૦, ખુટા ઘટયા. હવે બાકી રહેલા ૮૬ ખુટાને ઘટાડયા વગર સીધે સીધું ચાલુ દોરડાં ભાત પ્રમાણે ગૂંથતાં ગૂંથતાં કુલ ગૂંથણ ૧૭ ઇંચ થયા પછી ખુટા બાંધો. એટલે પીઠનો ભાગ પુરો થયો.

## બાંયું

બ્લુ ઊન લઈ નંબર ૮ના સુયા વડે ૬૮ ખુટા નાખો અને નંબર ૮નો બીજો સુયો લઇ નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઈન—ઊંધા ખુટાની ગૂંથી જાઓ.

૨જી લાઈન—૧ સાદો, * (ઊન આગળ ૧ સાદો,) કુલ ૩ વાર. પછી ઊન આગળ, ૨ સાદા ભેગા, (૨ સાદા ભેગા,) કુલ ૬ વાર ઊન આગળ, ૨ સાદા ભેગા, (ઊન આગળ, ૧ સાદો,) કુલ ૩ વાર, ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ સાદો.

૩જી લાઈન—ઊંધા ખુટાની ગૂંથી જાઓ.

૪થી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૫મી લાઈન—ઊંધા ખુટાની ગૂંથી જાઓ. પછી બ્લુ ઊન તોડી નાખી સફેદ ઊન જોડો અને સફેદ ઊનથી નીચે પ્રમાણે ગૂંથો.

૬ઠી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૭મી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૮મી લાઈન— ઊંધા ખુટાની ગૂંથી જાઓ. હવે સફેદ ઊન તોડી નાખી બ્લુ ઊન જોડો, અને બ્લુ ઊન વડે નીચે પ્રમાણે ગૂંથો.

૯મી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૧૦મી લાઈન—ત્રીજી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ, અને છેલ્લે ૧ ખુટો નાખો.

૧૧મી લાઈન—ઊંધા ખુટાની ગૂંથી જાઓ, અને છેલ્લે ૧ ખુટો નાખો.

૧૨મી લાઈન—૧ સાદો, બાકીનું ગૂંથણ ૨જી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા સાદા.

૧૩મી લાઈન—ઊંધા ખુટાની ગૂંથી જાઓ. અને છેલ્લે ૧ ખુટો નાખો. હવે બ્લુ ઊન તોડી નાખી સફેદ ઊન જોડો અને સફેદ ઊનથી નીચે પ્રમાણે ગૂંથો.

૧૪મી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ. અને છેલ્લે ૧ ખુટો નાખો.

૧૫મી લાઈન—૧૪મી લાઈન પ્રમાણે ગૂંથો. છેલ્લે ૧ ખુટો નાખો.

૧૬મી લાઈન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ, અને છેલ્લે ૧ ખુટા નાખો. હવે સફેદ ઊન તોડી નાખી બ્લુ ઊન જોડો.

૧૭ મી લાઇન—૩ સાદા, બાકીનું ગૂંથણુ ૨જી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ, છેલ્લા ૩ ખુટા સાદા, અને છેલ્લે ૧ ખુટો નાખો.

૧૮ મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ. અને છેલ્લે ૧ ખુટો નાખો.

૧૯ મી લાઇન—૪ સાદા, બાકીનું ગૂંથણુ ૨જી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ, છેલ્લા ૪ સાદા.

૨૦ મી લાઇન—૮ ખુટા બાંધો, બાકીનું ગૂંથણુ ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૨૧ મી લાઈન—૮ ખુટા બાંધો, બાકીનું ગૂંથણુ સાદા ખુટા ગૂંથી જાઓ. હવે બ્લુ ઊન તોડી નાખી સફેદ ઊન જોડો, અને સફેદ ઊન વડે નીચે પ્રમાણે ગૂંથો.

૨૨ મી લાઈનિ—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૨૩ મી લાઇન—૨ ખુટા બાંધો, બાકીનું ગૂંથણુ ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૨૪ મી લાઈન—૨ ખુટા બાંધો, બાકીનું ગૂંથણુ સાદા ખુટા ગૂંથી જાઓ. હવે સફેદ ઊન તોડી નાખી બ્લુ ઊન જોડો.

૨૫ મી લાઇનિ—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૨૬ મી લાઇનિ–૨ ખુટા ભેગા, બાકીનું ગૂંથણુ ૨જી લાઈન પ્રમાણે ગૂંથી જાઓ, છેલ્લા ૨ ખુટા ભેગા.

૨૭મી લાઈન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૨૮મી લાઈન—૨ ખુટા ભેગા, વચ્ચેનું ગૂંથણુ ૨જી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ. છેલ્લા ૨ ખુટા ભેગા.

૨૯મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૩૦મી લાઇન—સાદા ખુટા ગૂંથતાં જાઓ અને ખુટા બાંધતાં જાઓ. ખુટા બાંધી રહ્યા પછી ઊન તોડી નાખી બાકી રહેલા છેલ્લા ખુટાની અંદર પરોવી બહાર કાઢો. હવે બીજી બાજુના બાંયને ઉપરની બાંયની માફક અને એજ રીત પ્રમાણે ગૂંથી જાઓ.

## કોલર

બ્લુ ઊન લઇ નંબર ૮ના સુયા વડે ૧૨૪ ખુટા નાખો. પછી નંબર ૮નો બીજો સુયો લઈ ૪ લાઇનિ સાદા ખુટાની ગૂંથી જાઓ. પછી નીચે પ્રમાણે ભાત શરૂ કરો.

૫મી લાઇન—૧ સાદો, (ઊન આગળ, ૧ સાદો) કુલ ૩ વાર. * પછી ઊન આગળ, ૨ સાદા ભેગા, ૨ સાદા ભેગા, કુલ ૬ વાર. ફરી ઊન આગળ, ૨ સાદા ભેગા, (ઊન આગળ, ૧ સાદો.) કુલ ૬ વાર. ફરી આવા * નિશાનથી શરૂ કરી છેડા સુધી ગૂંથી જાઓ. છેલ્લે ૧ સાદો.

૬ઠી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ. હવે બ્લુ ઊન તોડી નાખી સફેદ ઊન જોડો. અને સફેદ ઊન વડે નીચે પ્રમાણે ગૂંથો.

૭મી લાઈન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૮મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ. હવે સફેદ ઊન તોડી નાખી બ્લુ ઊન જોડો.

૯મી લાઈન—૫મી લાઇનિ પ્રમાણે ગૂંથી જાઓ.

૧૦મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૧મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૧૨મી લાઇન—સાદા ખુટાની ગૂંથી જાઓ.

૧૩મી લાઇન—ઉંધા ખુટાની ગૂંથી જાઓ.

૧૪મી લાઇન—૩ સાદા, ૨ સાદા ભેગા, ૩ સાદા, ૨ સાદા ભેગા, એવા રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૧૫મી લાઇન—૧૨ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ઉંધા ખુટાનું ગૂંથી જાઓ.

૧૬મી લાઇન—૧૨ ખુટા બાંધો, બાકીનું ગૂંથણ ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૧૭મી લાઇન—ઉંધા ખુટા ગૂંથી જાઓ.

૧૮મી લાઇન—સાદા ખુટા ગૂંથો અને ખુટા બાંધો.

## બટનની પટીઓ

સફેદ ઊન લઇ નંબર ૧૫ના સુયા વડે ૧૦ ખુટા નાખો. પછી નીચે પ્રમાણે ગૂંથો.

૧લી લાઇન—૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, એવી રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૨જી લાઇન— ૧ ખુ૦ લ૦, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, એવા રીતે આખી લાઇન ગૂંથી જાઓ.

૩જી લાઇન—૧ ખુ૦ લ૦, ૧ ઉંધો, ૬ ખુટા બાંધો, ૧ સાદો, ૧ ઉંધો.

૪થી લાઇન—૧ ખુ૦ લ૦, ૧ ઉંધો, ૬ ખુટા નાખો, ૧ સાદો, ૧ ઉંધો. અહીં એક કાચ ગૂંથાયો. પછી ૨જી લાઇન પ્રમાણે ગૂંથતા ગૂંથતા બીજી ૧૬ લાઇન ગૂંથી જાઓ. ફરી ૧૭મી લાઇન ૩જી લાઇન પ્રમાણે અને ૧૮મી લાઇન ૪થી લાઇન પ્રમાણે ગૂંથી કાચ પાડો, ફરી ૧૬ લાઇન ચાલુ ભાત પ્રમાણે ગૂંથી ત્રીજો કાચ પાડો, એવી રીતે કુલ સાત કાચ થયા પછી ૨ લાઇન ચાલુ ભાત પ્રમાણે ગૂંથી ખુટા બાંધો. પછી એજ માપની બીજી બાજુની પટી ગૂંથો પણ કાચ પાડવા નહિ.

હવે સફેદ ઊન લઈ નંબર ૧૪ના હુક વડે ચિત્રમાં બતાવ્યા મુજબ બાંયું તથા ખિસ્સા ઉપરની ધારપર અને કોલરને ફરતી બોર્ડર બાંધો.

## સાંધા જોડો.

પહેલાં ગૂંથણ અવળું રાખી ખભા ઉપરના સાંધા જોડો. પછી બાંયું સાંધો. હવે કોલર સાંધવા માટે બ્લુ રંગનો એક હાથ લાંબો દોરો સોયમાં પરોવી સ્વેટરનું ગૂંથણ સવળું અને કોલરનું ગૂંથણ અવળું રાખી એક છેડેથી સાંધવો શરૂ કરો. કોલર જોઇએ તેટલો તાણવો કે છેડે આવતાં લાંબો ટૂંકો રહે નહિ. પછી બાજુની પટીઓ સાંધો. ડાબી બાજુએ કાચની પટી સાંધો અને જમણી બાજુએ બટનની પટીને સાંધી કાચની અંદર ફીટ થાય તેવી રીતે બટન ચોડી જાઓ અને કાચ ઓટી જાઓ. પછી ખિસ્સાના અંદરનાં પડખાંને સાંધો. હવે કોલરને ચિત્રમાં બતાવ્યા પ્રમાણે સ્વેટરની સાથે સાંધી જાઓ.

# “સ્ટ્રેટનોઈડ” માર્કાના સુયા વડે તમો

# વધારે ઝડપથી ગૂંથી શકશો

કિંમત પાંચ આના



SPEED, COMFORT and EVEN stitches make knitting a pleasure with Stratnoid Pins. That is why experienced knitters and the many winners of knitting contests continue to use them without hesitation. Ask for the card with the measuring rule — free with every pair. From WOOL DEPTS. everywhere and ALL branches SCOTCH WOOL and HOSIERY STORES, also at WOOLWORTH'S.




**Stratnoid**

**KNITTING PINS** AND CROCHET HOOKS

લીસા “સ્ટ્રેટનોઇડ” સુયા અને હુક વાપરતાં તમો વધારે ઝડપથી અને આરામથી ગૂંથી આનંદ પામશો! ગૂંથણ કામમાં ઈનામ મેળવનાર બ્હેનો અમારા જ સુયા વાપરે છે કારણકે તે વજનમાં સમતોલ રહે તેવી ખુબીથી બનાવવામાં આવ્યા છે. એટલું જ નહિ પણ તેનો પોલીસ હાઇકિલાસ હોવાથી ઊન ઝડપથી અને સહેલાઇથી લપસી જાય છે અને ગમે તે રંગની ઊનથી જુદા પડી રહે છે જેથી આંખો ખેંચાતી નથી.

બનાવનાર

**MESSRS STRATTON & Co. Ltd.**

**Balmoral works**

**Birmingham**

**ENGLAND.**

# કોરી કેળવણી

[ સારૂં સારૂં તે સુરત શેર, મુંબઇ અલબેલી–એ રાગ ]

નહિ નહિ સુધારે કામ—કોરી કેળવણી.
જો સદ્‌ગુણની નહિ હોય—સાથે મેળવણી. ટેક.

વાંચન શીખ્યાં, લખતાં શીખ્યાં, શાને લેખણ હાથ ?
ભૂતળને ઇતિહાસો શીખ્યાં, દેશ દેશની વાત; કોરી કેળવણી; નહિ નહિ

જાત જાતનું જોવા શીખ્યાં, બાગ બગીચે ફરવા રે,
પણ સાસુ-સસરાની સેવા કદિ ન શીખ્યાં કરવા; કોરી૦

ઘુઘરીયાળાં બહેન–પોલકાં, શીખ્યાં અંગે ધરવા રે,
ગરીબ પતિની આવક કરતાં ખર્ચ વધારે કરવા. કોરી૦

લુખ્ખું સુક્કું ભણતર શીખ્યાં, ધર્યા ન સદ્‌ગુણ થોડા રે,
તો શોભા કેમ આપે બેનો, ઉંચી એડીના જોડા; કોરી૦

ઝીણી સાડિ વદતાં શીખ્યાં, ચટક મટકતી ચાલ રે,
પણ નહિ વિનય સરલતા શીખ્યાં, તો તેમાં શું સાર ? કોરી

ભલે ભણીને ભાને શીખ્યાં, વિદ્યા શ્રેષ્ઠ અપાર રે,
પણ જો સદ્‌ગુણ એક ન શીખ્યાં, ભણતરને ધીટકાર રે. કોરી૦

હરિશંકર વિદ્યાર્થી